

ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા મણકો ૬ઠ્ઠો.

# જંગલની જડીબુટ્ટી.

## તૃતિય ભાગ.



લેખક

વૈદ્યશાસ્ત્રી શામળદાસ સેવકરામ.

ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા-મણકો ૬ઠ્ઠો.

# જંગલની જડીબુટ્ટી.

## ભાગ ત્રીજો.

---

લેખક તથા પ્રકાશક,
વૈદ્યશાસ્ત્રી સામળદાસ સેવકરામ.
( પશુ ચિકિત્સા, આકાશવાણી, પ્લેગ અથવા મરકી, પ્રાચીન મહાત્માઓની અલૌકિક વિદ્યાઓ વિગેરેના કર્ત્તા. )
વડાગામ-વાયા-તલોદ-એ. પી. રેલવે.

---



---

પ્રથમાવૃત્તિ. ] પ્રત ૫૦૦ [ ઈ. સ. ૧૯૧૮.

---

કિંમત. } કાચા પુઠાના રૂ. ૦-૮-૦ / પાકા પુઠાના રૂ. ૦-૧૨-૦ { પોષ્ટેજ જુદું.

# ભૂમિકા.



કુદરતનો એવો નિયમ છે કે એક દેશમાં પેદા થયેલાં પ્રાણીઓને જેમ બીજા દેશનાં હવા, પાણી, અન્ન વિગેરે જોઇએ તેટલાં માફક આવતાં નથી, તેવીજ રીતે ઔષધો પણ અનુકુળ થતાં નથી; અને તેથી દરેક દેશ નિવાસીઓના માટે અતિ અગત્યની બીજી ચીજો જેમ તેના દેશમાં નિર્માણ કરેલી છે, તેવીજ રીતે જે, તે દેશમાં ઉત્પન્ન થતાં દરદો નાબુદ કરવાની ઔષધિઓ પણ તેના પોતાના જ દેશમાં ઊત્પન્ન કરેલી છે. કુદરત એવી નિર્દય અથવા જડમતિ યુક્ત નથી, કે એક દેશમાં જે જાતનાં દરદો ઉત્પન્ન થતાં હોય તેની નિવૃત્તિનાં ઔષધો બીજા દેશોમાં નિર્માણ કરે કે જેથી દુઃખે રીબાતાં મનુષ્યોને પોતાના વ્યાધિઓનું શમન કરવાને માટે અન્ય દેશો ઉપર આધાર રાખવો પડે, અને ત્યાંથી જો યથા સમય ઔષધ ન આવી પહોચે તો વિશેષ કષ્ટ સહન કરવું પડે.

કેટલાંએક મનુષ્યો માને છે તેમ જો કે કેટલાંએક વિદેશી ઔષધો વિશેષ ચમત્કાર બતાવતાં હશે તથાપિ તેઓની અસર માત્ર નવિન દરદો ઉપર છુમંતરની માફક ક્ષણ માટેજ છે, પરંતુ જડ ઘાલી બેઠેલાં જીર્ણ દરદોની સંપૂર્ણ નિવૃત્તિ તો કેવળ સ્વદેશી ઔષધો વડે જ થઇ શકે છે એ વાતની સત્યતા ચિકિત્સા વિદ્યામાં પારંગત થયેલા અનેક સમર્થ વિદ્વાનો નિષ્પક્ષપાતપણે એકે અવાજે સ્વિકારે છે.

**લંડનનો એક સુપ્રસિદ્ધ ફીઝીશ્યન જણાવે છે કે:—**

It is probable that every country spontaneously offords remedies for those diseases from which the inhabitants most frequently suffer, and that in the course of time, many of our exotic drugs will be superseded by others which are growing so to speak under our very nose.

દરેક દેશમાં જે જાતનાં દરદોથી તે દેશના નિવાસીઓ વારંવાર પીડાતા હોય તે દરદોના માટે ઉપાયો પણ તેજ દેશમાંથી મળી રહે એ સંભવિત છે, અને તેથી સમય જતાં આપણાં ઘણાં એક દેશી ઔષધો નીકળી જઈને તેઓની જગ્યાએ આપણા નાક આગળજ ઊગતી વનસ્પતિઓ દાખલ થશે.

બાબુ જોયકીસન મકરજી કહે છે કે:—

Miglet we not assume that the medical Drugs of a country are especially curative to the diseases which are fostered and generated on it ?

જે જાતનાં દરદો જે દેશમાં ઊત્પન્ન થતાં હોય તે દરદોને મુખ્યત્વે કરીને તે દેશનાં ઔષધો મટાડી શકે છે, એ વાત આપણે શા માટે નહિ માનવી જોઈએ ?

સુપ્રસિદ્ધ પ્રાણાચાર્ય મહાત્મા વાગ્ભટ જણાવે છે કેઃ—

The most suitable and beneficial drugs is that which is indigenous to the country to which the person using it belongs.

દરેક દરદના માટે વધારે અનુકુળ તેમજ ગુણકારી ઔષધ તો તેજ છે કે દરદી જે દેશનો હોય તે દેશમાજ તે ઊત્પન્ન થયેલું હોય.

આ અભિપ્રાયો ઉપરથી દરેકની ખાત્રી થશેજ કે ભારત નિવાસી જનોમા ઉત્પન્ન થતા દરદોની નિવૃત્તિ માટે તો હમેંશા આ દેશની વનસ્પતિમાથી બનતાં ઔષધોજ વિશેષ ગુણ પ્રદ છે, અને તેથી તેનો જેમ, જેમ વિશેષ પ્રચાર થાય તેમ તેમ શારીરિક, માનસિક તેમજ આર્થિક ઊન્નતિના વિષયમા અધિક ફળદાયક છે. આયુર્વેદિક એટલે દેશી ઔષધો સંબંધિ જ્ઞાન પ્રાપ્તિ કરાવનારા જો કે અનેક પુસ્તકો છે, પરંતુ તેમાના ઘણા ખરા માત્ર વૈદ્યોપયોગીજ છે, અને તેથી સાધારણ મનુષ્યો પણ સહેલાઇથી સમજી શકે એવાં પુસ્તકોનો જેમ બને તેમ વિશેષ ફેલાવો થવાની હજુ ઘણી અગત્ય છે, એ અગત્ય યત્કિંચિત અંશે પણ કમી થાય એવા હેતુથી આ પુસ્તકનો પ્રથમ તથા દ્વિતીયભાગ પ્રસિદ્ધ કરવામા આવ્યો હતો, જે જનસમાજમાં અત્યંત ઉપયોગી થઇ પડવાથી બીજા ભાગો પણ અત્યંત શીઘ્રપણે પ્રસિદ્ધ કરવા અનેક મહાશયો તરફથી વારંવાર સૂચનાઓ થવાથી આ ત્રીજો ભાગ પ્રગટ કરવામાં આવ્યો છે. અને તે જેમ

બને તેમ વિશેષ લોકોપયોગી થાય એટલા માટે અનેક દેશી, વિદેશી ભાષાઓમાં લખાએલાં પ્રતિષ્ઠિત પુસ્તકો, પેપરો, સ્વતંત્ર

લેખો, વિદ્વાનોના અભિપ્રાયો, સાધુ, સંત, મહાત્માઓની કૃપાથી સમજવામાં આવેલા ગુપ્ત ભેદો, તેમજ જાતિ અનુભવનો પૂર્વવત્ ઉપયોગ કરવામાં આવ્યો છે, જેથી આશા રાખવામાં આવે છે કે પહેલા, અને બીજા ભાગની માફક આ ભાગ પણ જનસમાજની પ્રીતિને પાત્ર થશેજ. એજ. સુજ્ઞેષુના કિમ્ બહુના.

વડાગામ. — આપનો

અક્ષય તૃતિયા સં. ૧૯૭૪. — વૈદ્યશાસ્ત્રી. સામળદાસ સેવકરામ.



# દરદો અને તેના અનુભવિક ઉપાયો.

| વિષય. | પૃષ્ઠ. |
| --- | --- |

# चिकित्सातत्व सुधासिन्धु.

કેટલાંએક દરદોની નિવૃત્તિ જ્યારે આયુર્વેદિક ઔષધોથી વધારે સારી રીતે થઈ શકે છે, ત્યારે કેટલાંએકની નિવૃત્તિ માટે યુનાની, એલોપેથીક, હોમીઓપેથીક વિગેરે વિદેશી ઔષધોની અસર પણ જેવી તેવી નથી. આ ઉપરાંત વળી જડ ઘાલી બેઠેલાં અસાધ્ય દરદો કે જેઓના ઉપર આ બધાં ઔષધો જ્યારે નિષ્ફળ નીવડે છે, ત્યારે કોઈ કોઈ વૈદ્યો, ડૉકટરો કિંવા સાધુ, સંત, મહાત્માઓ પોતાના ખાસ ઉપચારથી થોડાજ સમયમાં તેવાં દરદોને એવી તો રીતે નાબુદ કરે છે કે જે દેખી આશ્ચર્ય ચકિત થઇ જઇએ છીએ. આ બધા ઉપરથી સમજાય છે કે ચિકિત્સા શાસ્ત્રમાં પૂર્ણ પ્રવીણતા પ્રાપ્ત કરી જેણે ઉત્તમ વૈદ્ય કે ડૉકટર બનવું હોય તેણે વૈદક શાસ્ત્રની માત્ર એકજ પદ્ધતિનું નહિ પરંતુ આ સમગ્ર ઉપાયોનું જ્ઞાન અવસ્ય સંપાદન કરવું જોઇએ.

વૈદક શાસ્ત્રની પૃથક્ પૃથક્ પદ્ધતિઓનું જ્ઞાન આપે એવાં પુસ્તકો તો અનેક છે. પરંતુ જેના અધ્યયનથી બધી પદ્ધતિઓનું સંપૂર્ણ રહસ્યમય જ્ઞાન થાય એવાં પુસ્તકોની ખોટ છે, વળી ખાસ ઉપચારોનો વિષય તો એવો ગુપ્ત છે કે તેની જેઓને માહીતી હોય છે તેઓ પ્રાણાંતે પણ બીજાને બતાવતા નથી અને તેથી આ બધા ઉપાયો જો એકજ પુસ્તક રૂપે પ્રગટ થાય તો જનસમાજને અત્યંત લાભ થાય એમ ધારી આ પુસ્તક લખવામાં આવ્યું છે, જેમાં દેશી વિદેશી વૈદક શાસ્ત્રના છેલ્લામાં છેલ્લા નિર્ણય પ્રમાણે દરેક રોગો ઉત્પન્ન થવાનાં કારણો, પૂર્વ રૂપો, ઓળખવાનાં લક્ષણો, સાધ્યાસાધ્ય

વિચારો પથ્યાપથ્ય નિર્ણયો વિગેરે બાબતોની સ્પષ્ટ સમજાણુ આપ્યા બાદ તે, તે દરદોની નિવૃત્તિ માટે એવાં તો અનુભવ સિદ્ધ પ્રત્યક્ષ ફળદાયક ઔષધો, એવી તો અમોઘ જડીબુટ્ટીઓ, એવી તો ગુપ્ત ક્રિયાઓ આપવામાં આવી છે કે જે રામબાણની માફક કદી પણ નિષ્ફળ ન જાય તેવું કાર્ય કરે છે.

આ પુસ્તકનાં વિશેષ વખાણ ન કરતાં માત્ર એટલુંજ કહેવાનું અમે સાહસ કરીએ છીએ કે નિદાન અને ચિકિત્સા વિષયનું કોઇ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખનારને આ કરતાં બીજું કોઇ પણ ઉત્તમ પુસ્તક મળી શકશે નહિ. એટલુંજ નહિ પરંતુ આ ગ્રંથમાં કહેલી પદ્ધતિ મુજબ દરદીઓની સારવાર કરવાથી સૃષ્ટિમાંથી અકાળ મૃત્યુ અને જીર્ણ દરદોની સંખ્યા પણ ઘણી ઓછી થઇ જશે.

હાલમાં આ પુસ્તક લખાય છે જે આવતા એપ્રીલમાં એંટીક કાગળો ઉપર છપાઇ પાકા પુંઠાથી બંધાઇ બહાર પડશે. કિંમત રૂ. ચાર રાખવામાં આવશે, તો પણ એ મુદત પહેલાં જેઓ પોતાનું નામ અગાઉના ગ્રાહક તરીકે નોંધાવશે તેઓને ત્રણ રૂ. કિંમતથી મોકલવામાં આવશે. પોસ્ટેજ દરેકના માટે જુદું સમજવું.

**મેનેજર વિદ્યાકળા પ્રચારક મંડળ.**

વડાગામ—વાયા—તલોદ. એ. પી. રેલવે.

# પ્રાચિન મહાત્માઓની

# અલૌકિક વિદ્યાઓ.

## ભાગ ૨ જો.

આ પુસ્તકનો પ્રથમ ભાગ વાંચ્યા પછી બીજો ભાગ બહાર પડેલો જોવાને ઘણા ગ્રાહકોએ જીજ્ઞાસા બતાવ્યાથી આ ભાગ લખવામાં આવે છે, જેમાં કાળજ્ઞાન એટલે દરેક મનુષ્યનું મરણ ક્યારે થશે તે જાણવાની વિદ્યા, નિધિ દર્શણ એટલે જમીનમાં દટાએલું ધન જાણવાની વિદ્યા, જળશીરાજ્ઞાન એટલે કુવા કરતા અગાઉ જમીનના અંદર પાણી કેટલું અને કેટલા અંતરે આવશે તે જાણવાની વિદ્યા, સુવર્ણ સિદ્ધિ એટલે બનાવટી સોનુ, રૂપું બનાવવાની વિદ્યા, આશ્ચર્ય યોગ રત્નમાળા એ અનેક ચમત્કારી પ્રયોગો કરવાની વિદ્યા વગેરે વગેરે અલૌકિક વિદ્યાઓનું સરળ અને સ્પષ્ટ રીતે વર્ણવવામાં આવશે, તે આવતા વર્ષના જુન સને ૧૯૧૯ ના માસમાં બાહાર પડશે. તેના અગાઉના ગ્રાહક પાસેથી એક રૂપિયો અને પાછળથી મંગાવનાર પાસેથી રૂપિયો દોઢ કિંમત લેવામાં આવશે. પોષ્ટ ખર્ચ જુદુ.

નામ નોંધાવાનું તથા મળવાનું ઠેકાણું:—

## વિદ્યા કળા પ્રચારક મંડળ

એ. પી. રેલવે. વડગામ વાયા તલોદ.

# જંગલની જડીબુટ્ટી.

## તૃતિય ભાગ.



धन्वन्तरि धृत करामृतपूर्ण कुम्भं ।
पीताम्बरं सकलसिद्ध सुरेन्द्र वंद्यम् ।
वन्देरविन्द नयन मणिमाल्य मायु ।
र्वेदः प्रवर्त्तकमनुस्मृतिरोगनाशम् ॥

હાથમાં અમૃતથી ભરેલો કુંભ ધારણ કરી રહેલા, પીળાં વસ્ત્ર પરિધાન કરનારા, સર્વે સિદ્ધ સુરેન્દ્રોને પણ વંદન કરવા લાયક, કમળ સરખાં નેત્રવાળા, ઉત્તમ બહુ મૂલ્યવાન્ મણી, મુકતાઓની માળા ધારણ કરનારા, આયુર્વેદ એટલે વૈધક શાસ્ત્રને પ્રવર્ત્તાવનારા, અને વળી જેમના નામનું સ્મરણ કરવાથી સર્વે રોગ માત્રનો નાશ થાય છે એવા શ્રી ધન્વન્તરિ ભગવાનને નમન કરૂંછું.

---

## આંમળાં.

**સં.** આમલકી, ધાત્રિ, વયસ્થા. **હિં.** આમલા, **બં.** આમ્લા, **મ.** આંવળા. **ગુ.** આંમળી. **ક.** નેલ્લિ. **ફ્રા.** આમ્લઝ. **ઈ.** Emblic myrobalan. **લા.** Phylanthus Amblica.

**વિવરણ**—આમળીનાં વૃક્ષો કુદરતી રીતે જંગલોમાં પુષ્કળ થાય છે, અને વળી બાગબગીચાઓમાં પણ વાવવામાં આવે છે. એ ઝાડો વીશ, પચ્ચીશ ફીટ ઉંચાં થતાં હોઇ તેનું થડ ઘણું કરીને વાંકુ ચુકું હોય છે અને તેના ઉપરની છાલ ખડબચડી અને ભસ્મ જેવા રંગની હોય છે, જે કડાયા કે ગુગળના ઝાડની માફક ઊખડી જતી જોવામાં આવે છે. એના શાખાઓ જો કે સીધી તો પણ ટુંકી અને ઘણું કરીને આડી નીકળેલી હોય છે. પાંદડાં બારીક એટલે આમલીનાં પાંદડાંને મળતાં હોય છે. એ શાખાઓમાં લીલાશ લેતા પીળા રંગનાં બારીક ફુલો આવીને પછી ફળોના ઝુમખા બેસે છે. એ ફળો ટીંભ-રવાનાં ફળોની માફક ગોળ, લીસાં, ચળકતાં, આમલસારા ગંધકને મળતા રંગવાળાં હોઇ તેઓના ઉપર અત્યંત સુક્ષ્મ છ રેખાઓ એટલે છીછરા ખાંચા હોય છે. ફળની અંદરનો ઠળીઓ બુઠ્ઠા ત્રણ ખુણીઆ અને ત્રણ પોલવાળો હોય છે, અને એ દરેક પોલમાં બે બે બીજ હોય છે. આ ફળો એટલે આમળાં વ્યાપારોપયોગી વસ્તુ હોવાથી સર્વે સ્થળે પ્રસિદ્ધ છે અને તેથી તેની વિશેષ ઓળખાણ આપવાની અ-ગત્ય નથી.

**ગુણદોષ અને ઔષધિય ઉપયોગ**—આ ઝાડનાં દરેક અંગો ઔષધ તરીકે વપરાય છે, તો પણ ફળનો ભાગ વિશેષ ઉપયોગી છે. એના છાલમાં ગ્રાહી ગુણ રહેલો છે અને તેથી તેનો રસ કાઢીને તેમાં હલદર તથા મધ મેળવીને પ્રમેહના દરદીને આપવામાં આવે છે. એનાં પાંદડાંને પાણી સાથે ઊકાળી તે પાણી વડે મહોડામાં પડેલાં ચાંદાં માટે કોગળા કરવામાં આવે છે, કેમકે પાંદડાંની અંદર ટેનિક એસિડ રહેલો છે, જે એવાં ચાંદાંને જલદી નાબુદ કરે છે. એના

ફળોના ઠળીયામાંથી નિકળતી મીંજોને કુટી ગરમ ખળખળતા પાણીમાં નાંખી ઠંડુ થયેથી તે પાણી ગળી લેઇ તેના વડે વારંવાર આંખો ધોવાથી લાંબા વખતથી દુઃખવા આવેલી આંખો સારી થાય છે. એની ડાળીઓની કોમળ ટીશીઓ અથવા તો કોમળ પાંદડાંને છાશ સાથે આપવાથી અજીર્ણ અને અતિસારના દરદમાં સારો ફાયદો કરે છે. મૂળીઆંની છાલનો ઉકાળો પણ કમળો, અજીર્ણ, કફ વિગેરેમાં તેવીજ અસર કરે છે. સુકાં ફળોમાં ગેલીક એસિડનો ખાસ ભાગ રહેલો છે, અને તેથી લોહી પડતો ઝાડો, મરડો, અર્શ અને રક્તપીતમાં ખાસ ઉપયોગી છે, અને વળી તેને લોહ ભસ્મ સાથે આપવાથી પાંડુ, કમળો અને અજીર્ણમાં અત્યુત્તમ ફાયદો કરે છે.

જો કે આ વૃક્ષનાં જુદાં જુદાં અંગોમાં આવા ઉત્તમ ગુણો સમાએલા છે, તો પણ દવા તરીકે વિશેષ ઉપયોગી અંગ તો તેનાં તાજાં ફળોજ છે. કારણ એ ફળોના રસમાં ગ્રાહી, મૂત્રલ, પિત્તશામક, રક્ત શોધક, સારક અને રૂચિકારક ગુણો સમાએલા હોવાથી તે ઝાડો, મરડો, પ્રમેહ, પ્રદર, દાહ, કમળો, અમ્લપીત્ત, પીત્તની ઉલટી, વિસ્ફોટક, પાંડુ, રક્તપિત્ત, વાતરક્ત, અર્શ, બંધકોશ, અજીર્ણ, અરૂચિ, શ્વાસ, ખાંસી વિગેરે દરદોને આબાદ રીતે નાબુદ કરે છે. દષ્ટિને સતેજ કરે છે, વીર્યને દઢ કરે છે અને આયુષ્યની વૃદ્ધિ કરે છે.

યુરોપ, અમેરિકા વિગેરે સુધરેલા ગણાતા દેશોના શાસ્ત્રીય શોધ ખોળોમાં આગળ વધેલા પ્રખ્યાત રસાયન શાસ્ત્રીઓનું એવું માનવું છે કેઃ—લોહી એજ પ્રાણી માત્રનું જીવન છે, આ લોહી જ્યાં સુધી પોષણ કરવા લાયક શુદ્ધ સ્થિતિમાં હોય ત્યાં સુધી કદી પણ કોઈ જાતનું દરદ થતું નથી, અગર તો વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતી નથી;

પરંતુ અકુદરતી અહારવિહારથી જ્યારે તે લોહીમાં ખાર, ખટાશ, કૃમિ, જોઇએ તે કરતાં વધારે ઓછી ઘટ્ટતા વિગેરે વિજાતિય તત્વોનો સંચય થાય છે ત્યારે પોતાનું કાર્ય યથાસ્થિત રીતે કરવાને અશક્ત થાય છે અર્થાત્ શારીરિક અવયવોનું જોઇએ તેવું પોષણ કરી શકતું નથી, અને જ્યારે પોતાનું પોષણ બરાબર રીતે થતું નથી ત્યારે તે અવયવોની શક્તિમાં ઘટાડો થઈ વિવિધ ઉપદ્રવો ઉત્પન્ન થાય છે. એ ઉપદ્રવોનેજ આપણે વિવિધ જાતનાં દરદો તેમજ વૃદ્ધાવસ્થાને નામે ઓળખીએ છીએ.

આ ઉપરથી સમજાય છે કે જો લોહીમાં એકઠાં થયેલાં વિજાતિય તત્વોને આપણે કોઈ પણ ઉપાયથી દુર કરી શકીએ તો અનાયાસે અર્થાત્ કોઇ પણ દરદને લગતી ખાસ ચિકિત્સા કર્યા સિવાય પણ દરેક જાતનાં દરદો નાબુદ કરી શકીએ અને વળી પ્રાપ્ત થયેલી વૃદ્ધાવસ્થામાંથી મુક્ત થઇ પુનઃ નવયૌવન પ્રાપ્ત કરી શકીએ. પરંતુ આવા ઉપાયો વીરલ છે. રસાયણ શાસ્ત્રીઓએ આજપર્યંત સતત શોધખોળ ચલાવ્યા પછી છેવટ એવું જાહેર કર્યું છે કે એવો ગુણ માત્ર સફરજન, ઓલીવનાં ફળો અને આમળાં એ ત્રણ વસ્તુઓમાંજ સમાએલો છે. સફરજન અને ઓલીવ એ બે વિદેશીય ચીજો હોવાથી જોઇએ તેવી સહેલાઇથી અત્રે પ્રાપ્ત થઇ શકે તેમ નથી અને તેથી આર્યાવર્ત્તના માટે તો જો કોઈ કલ્યાણકારક ઔષધિ હોય તો તે માત્ર આમળાંજ છે.

આમળાંમાં આવો દિવ્ય ગુણ હોવાથી દેશી, વિદેશી, આયુર્વેદી, યુનાની, તેમજ એલોપેથીક ચિકિત્સકો, જોગી, જતીઓ, અને જડીબુટીઓના જાણનારાઓએ સહુ તેના પ્રત્યે એકસરખા પૂજ્યભાવથી

જુએ છે તે યોગ્ય જ છે. વળી તેના અમૂલ્ય ગુણોને લેઈને તેને નિઘંટકારોએ "શિવા" એટલે કલ્યાણ કરનારી "વયસ્થા" એટલે અવસ્થાને કાયમ રાખનારી અને "ધાત્રી" એટલે માતા કિંવા નર્સની માફક રક્ષણ કરનારી એવાં જે નામો અર્પણ કરેલાં છે તે પણ યથાર્થ છે. લોકો કહેછે કે જે ખાય રસાણુ, તે જાય મસાણુ" આ કહેવત પારો, હિંગળોક, હરતાલ, સોમલ વિગેરે ઝેરી ચીજોમાંથી બનાવવામાં આવેલી અશુદ્ધ બનાવટોના માટે અક્ષરશઃ સત્ય છે. પરંતુ પવિત્ર વનસ્પતિઓમાંથી બનાવવામાં આવેલાં દીવ્ય ગુણપ્રદ ઔષધો માટે નથી. કારણ પ્રાચીન મહર્ષિઓ જણાવે છે કેઃ—

दीर्घमायुःस्मृतिंमेधामारोग्यंतरुणंवयः ।
प्रभावर्णस्वरौदार्यंदेहेन्द्रियबलोदयम् ॥
वाक्सिद्धिंवृषतांकान्तिमवाप्नोतिरसायनात् ।
लाभोपायोहिशस्तानांरसादीनांरसायनम् ॥

લાંબુ આયુષ્ય, સ્મરણ શક્તિ, બુદ્ધિ, તનદુરસ્તી, જુવાન અવસ્થા, તેજ, વર્ણ, સ્વર, ઊદારતા, શરીર અને ઇંન્દ્રિયોનું બળ, વાણીની સિદ્ધિ, વીર્યની પુષ્ટતા અને કાન્તિ એ બધું રસાયનના સેવનથી પ્રાપ્ત થાય છે. અને વળી જેના વડે ઊત્તમ પ્રકારે રસ, રક્ત, માંસ, વીર્ય વિગેરે ધાતુઓની પ્રાપ્તિ થાય છે તે રસાયન કહેવાય છે.

આ બધા ગુણો હરડે, આમળાં વિગેરે ચીજોમાં રહેલા હોવાથી તેઓ રસાયન કહેવાય છે, અને તેમાં પણ આમળાં શીતવીર્ય હોવાથી મૂખ્ય રસાયન મનાય છે. .

આમળાંના આવા ઉત્તમ ગુણોને લેઈને માત્ર આધુનિક સમય-

આંજ નહિ, પરંતુ છેક પ્રાચીનકાળથી ઋષિમુનિઓ તેનો એટલો બધો એક સરખો ઉપયોગ કરતાં આવ્યા છે કે ઘણાં એક દરદોનાં ઔષધોની બનાવટમાં આ ઔષધિનો મૂખ્ય ભાગ અવશ્ય હોય છેજ. આ પ્રમાણે જો કે આમળાંના સંયોગવાળી અસંખ્ય બનાવટો વપરાય છે તો પણ વિશેષ પ્રચારમાં આવેલી મૂખ્ય બનાવટો આ મુજબ છે.

૧. **ચ્યવન પ્રાશાવલેહ**—બીલીનાં મૂળ, અરણીનાં મૂળ, અરડુસાનાં મૂળ, શીવણનાં મૂળ, પાઢળનાં કિંવા કાંકચનાં મૂળ, કાસકીનાં મૂળ, શાલીપર્ણીનાં મૂળ, પૃષ્ટિપર્ણીનાં મૂળ, ( આ બે ન મળે તો તેઓના બદલે ભોંયરીંગણીનાં મૂળ લેવાં. ) મુદ્ગપર્ણી, માલપર્ણી ( આ બે ન મળે તો તેઓના બદલે ડોડી કે જેઠીમધ વાપરવું. ) મૂળ, ઊભી રીંગણી, ભોંયરીંગણી, કાકડાશીંગ, ભોંય આંબલી ( ન મળે તો આંબળીનાં મૂળ વાપરવાં ) ગળો, ઋદ્ધિ, જીવક, ઋષભક, મેદા, કાકોલી ( આ ઔષધો હાલના સમયમાં ઓળખાતાં નથી માટે તેઓના એટલે ઋદ્ધિના બદલે વારાહીકંદ અથવા જો તે પણ ન મળે તો તેના બદલે વિદારીકંદ, જીવક અને ઋષભકના બદલે વિદારીકંદ એટલે પાતાળ કહોળું, મેદાના બદલે શતાવરી અને કાકોલીના બદલે આસંધ લેવી ) પ્હકચુરો, મોથ, સાટોડીનાં મૂળ, એલચી, કમળ, ચંદન, વીદારીકંદ, ડોડી, કાળો અગર, દ્રાક્ષ, ઉપલેટ, ચંદન, લાલ નસોતર અને અરડુસીનાં મૂળ એ દરેક ચીજ ચાર, ચાર તોલા અને સારાં પાકેલાં તાજાં આમળાં પાંચસો લેઇને તેઓને ૧૦૨૪ તોલા પાણી સાથે ઉકાળતાં જ્યારે આમળાં સારી પેઠે બફાઈ જઇને ચોથા ભાગનું એટલે ૨૫૬ તોલા પાણી બાકી રહે ત્યારે ઉતારી લેઇ તે પાણી-

ને કપડા વડે ગાળી લેવું અને આમળાંને જુદાં વીણી લેઈ તેઓને ફોલીને ઠળીઆ કાઢી નાંખવા, અને પછી ગર્ભને કપડા વડે છીણી લેઇને તેમાંના રેષા દુર કરવા. આ પ્રમાણે તૈયાર કરવામાં આવેલા આમળાંના મગજને ૪૮ તોલા ઘી અને તેટલાજ તલના તેલ સાથે લોઢાની કઢાઇમાં નાંખીને સારી પેઠે શેકી લેવો, અને પછી બસો રૂ. ભાર ચોખ્ખી સાકર લેઈ તેની ઉપરોક્ત ઉકાળાના ગળી લીધેલા પાણી સાથે ચાસણી કરીને તેમાં આ શેકેલો મગજ નાંખી ધીમી આંચથી પકવતાં શીરાની માફક સારી પેઠે ઘટ્ટ થઈ ઘી અને તેલનો ભાગ છુટો પડે ત્યારે ભોંય ઉતારી તેમાં સોળ તોલા વાંસકપુર, લીંડીપીંપર આઠ તોલા તેમજ તજ, તમાલપત્ર, ઈલાયચી દાંણા અને નાગકેસર એ દરેક એક, એક તોલો લઈ તેઓને ખાંડીને કપડછીણ બનાવેલું ચૂર્ણ ઉમેરવું. અને પછી બીજા દિવસે ચોવીસ તોલા જુનું મધ મેળવી ઘીથી રીઢા થયેલા માટીના વાસણમાં ભરી રાખવું.

કહેવાય છે કે અશ્વિની કુમાર નામના બે સ્વર્ગસ્થ વૈદ્યોએ આ ઔષધનું સેવન કરાવીને વૃદ્ધાવસ્થાને લીધે અત્યંત જર્જરીભૂત થયેલા ચ્યવન ઋષિને ફરીથી નવયૌવન બનાવ્યા હતા, જેથી આ ઔષધ "ચ્યવન પ્રાશાવલેહ" એટલે ચ્યવન ઋષિએ ભક્ષણ કરેલો અવલેહ એવા નામથી પ્રસિદ્ધ છે અને છેક પ્રાચીન સમયથી તેનો એક સરખો ઉપયોગ ચાલ્યો આવે છે, પ્રાચીન શાસ્ત્રકારોએ અત્યંત ઉત્તમ રસાયનોમાં આની ગણત્રી કરેલી છે અને તેને વાપરવાનો વિધિ નીચે મુજબ બતાવેલો છે.

રસાયન ઔષધોનું સેવન બે રીતે થઇ શકે છે, જે પૈકી એક રીતતો એવી છે કે ટાઢ, તાપ કિંવા પવન ન લાગી શકે તેવા એ-

કાંત મકાનમાં પ્રવેશ કરીને બીજા અહાર વિહારોનો ત્યાગ કરીને માત્ર આવાં ઔષધોનુંજ સેવન કરવું, અને બીજી રીત એ છે કે તાપ, ટાઢ, પવન કિંવા અહારવિહારની વિશેષ કાળજી રાખ્યા સિવાય ધંધા રોજગાર માટે ગમે ત્યાં વિચરવા છતાં પણ સાદા ઔષધોની માફક રસાયનોનું સેવન કરવું.

એકાંત વાસમાં રહીને ઔષધ સેવન કરવાની રીત " કુટિ પ્રાવેશિક વિધિ "ના નામથી ઓળખાય છે અને તે ઇચ્છિત ફળને આપે છે જેથી મૂખ્ય વિધિ મનાય છે. માટે એ રીતથી જેણે આ ઔષધનું સેવન કરવું હોય તેણે જ્યાં આગળ વિશેષ પવન ન આવતો હોય તેવા સ્થળે વાયુ રહિત, નિર્ભય મકાનમાં રહીને ઔષધનું સેવન કરવું. જ્યાં સુધી ઔષધ સેવનનો પ્રયોગ ચાલતો હોય ત્યાં સુધી મકાનની બહાર ભૂલેચૂકે પણ નિકળવાનું નથી અને તેથી જ્યાં સુધી રહેવાનું હોય ત્યાં સુધીના માટે જોઇતી સર્વે સામગ્રી તે મકાનની અંદર પ્રથમથીજ સંચય કરી રાખવી. આ મકાન ઉત્તર દીશા તરફના બારણાવાળું અને જેની અંદર ફરતી ચોતરફ કીલ્લાના જેવી દીવાલો હોય તે વિશેષ ઉત્તમ છે. વળી તેમાં ધુંવાડો, ધૂળ વિગેરે આવે નહિ તેવું હોવું જોઇએ. આ મકાનમાં પ્રવેશ કર્યાં પછી તેમાં પવન, તડકો વિગેરે આવે નહિ તેમજ બીજા મનુષ્યોની આવજાવ થાય નહિ એટલા માટે તેનાં બારી, બારણાં બંધ કરવાં જોઇએ, પરંતુ મકાનને એમ બંધ કરવાથી તેમાંની હવામાં બિગાડ થાય નહિ એટલા માટે અશુદ્ધ થયેલી હવા બહાર નીકળી જઇ તેની જગ્યાએ નવીન હવા દાખલ થવાને માટે ઝીણાં છિદ્રો વાળી જાળીઓ હોવી જોઇએ. મકાનમાં પ્રવેશ કરતાં પહેલાં તેને લીંપીને સ્વચ્છ બનાવવું

જોઇએ, અને પોતાની સહાયતા માટે સ્ત્રી કે મૂર્ખ મનુષ્યના બદલે દરેક જાતનાં ઉત્તમ ઔષધોથી સંયુક્ત પૂર્ણ અનુભવી વૈદ્યને જોડે રાખવો જોઈએ.

જેનું અંતઃકરણ શુદ્ધ હોય, જે પોતાની ઇન્દ્રિયોને અંકુશમાં રાખી શકતો હોય, બ્રહ્મચર્ય ધર્મના ફળને જે યથાર્થ સમજતો હોય, સહેજ ઉપદ્રવથી ગભરાઈ ન જતાં જે ધૈર્ય રાખી શકતો હોય, જેનામાં દયા, દાન અને ધર્મ વાસ કરીને રહેલાં હોય, પ્રાણાંતે પણ જે અસત્ય ભાષણ ન કરતો હોય, ગુરૂ, શાસ્ત્ર, વૈદ્ય અને દેવમાં જેને શ્રદ્ધા હોય, ઔષધોમાં જેને પ્રીતિ હોય, જેની વાણીમાં મીઠાશ હોય, નેત્રોમાં વિશ્વ વ્યાપી પ્રેમની મીઠાશ હોય અને વખતસર સુવું. વખતસર જાગવું વિગેરે ગુણોથી યુક્ત હોય તેવા મનુષ્યનેજ આવાં રસાયનોનું સંપૂર્ણ ફળ મળે છે અને એવા ગુણોથી રહિત મનુષ્ય સેવન કરે તો પ્રાણ હાની થાય છે. માટે યોગ્ય અધિકારીએજ તેના સેવનનો આરંભ કરવો. શરીરનાં આંતરડાંઓમાં એકઠો થઇ સજ્જડ રીતે ચોંટી બેઠેલો વિજાતિય મળ કોમળ થવાને માટે પ્રથમ ત્રણ દિવસ સુધી વૈદ્ય સલાહ આપે તે મુજબ ઘી, તેલ કે ચરબીનું સેવન કરવું, અને ત્યારબાદ ત્રણ દિવસો સુધી શરીરમાંથી પુષ્કળ પરસેવો બહાર નીકળે એવી એટલે બાફ લેવો, શેક કરવો કિંવા બંધારણ બાંધવું વિગેરે ક્રિયાઓ કરવી. આ પ્રમાણે ક્રિયા કરવાથી જડ ઘાલી બેઠેલા મળમાં સહેલાઇથી બહાર નીકળી જવાની કોમળતા ઉત્પન્ન થાય છે, એટલુંજ નહિ પરંતુ તે મળને બહાર કાઢી નાખનારાં મળાશય, મૂત્રાશય વિગેરે અવયવોની નાડીઓ તેમજ ચામડીનાં છિદ્રોને પણ પ્રબળતા પ્રાપ્ત થાય છે. અને તેથી આ પ્રમાણે ક્રિયા કર-

વાથી સહેલાઇથી બહાર નીકળી જવા યોગ્ય કોમળતાને પ્રાપ્ત થયેલા તે મળને બહાર કાઢી નાંખવાને માટે નીચે મુજબ વિધિનો ઉપયોગ કરવો,

હરડે, આમળાં, સિંધવ, સુંઠ, વજ, હળદર, લીંડીપીંપર અને વાવડીંગના તાંદળા એ આઠ ચીજોને સરખા ભાગે લેઈ બારીક ખાંડી કપડા વડે ચાળી લીધેલો ભૂકો એક તોલા જેટલો લેઇ જુના ગોળ સાથે મેળવી ગરમ પાણીમાં નાંખીને પીવાથી સારી પેઠે જુલાબ લાગી શરીરમાં એકઠો થયેલો મળ બહાર નીકળી જાય છે અને તેથી જ્યાં સુધી બરાબર રીતે મળ નીકળી જાય નહિ ત્યાં સુધી અર્થાત્ પાંચ, સાત દિવસ આ પ્રમાણે જુલાબ લેવો અને આ બધા સમયમાં કેવળ દુધભાતનોજ ખોરાક રાખવો.

આ પ્રમાણે ક્રિયા કરવા છતાં પણ આંતરડાંમાં કંઇ સહેજસાજ મળનો ભાગ શિલિક રહ્યો હોય તો તેની શુદ્ધિના માટે લંઘન એટલે થોડા ઘણા અપવાસ કરવા.

અપવાસ કરવાથી જઠરાગ્નિ પ્રબળ થાય છે, જેથી વિજાતીય મળ બળી જઈ અનેક પ્રકારનાં દરદો સારાં થાય છે, એ વાતનો અનુભવ આજકાલ યુરોપ, અમેરીકા વિગેરે દેશોના વિદ્વાનોને પણ સંપૂર્ણ રીતે થએલો છે અને તેથી બીજા કોઇ પણ ઔષધની સહાયતા સિવાય કેવળ અપવાસ વડે દરદો સારાં કરનારી હજારો હોસ્પિટલો ત્યાં આગળ ઉપસ્થિત થઈ છે. એમ હોવાં છતાં જેણે અપવાસ નખમી શકાય તેણે ઘણોજ હલકો ખોરાક લેવો. સાઠીચોખા કીંવા ઉંચી જાતના કમોદના ચોખા લેઇને તેને ચૌદ ગણા પાણી સાથે

રાંધતાં જ્યારે ચોખા બરાબર રીતે ચડી જઈને તેનો કંઈક ભાગ પાણી સાથે મળી જવાથી જે નરમ પીવા જેવું પ્રવાહી તૈયાર થાય તેને ગાળી લેઈને ખોરાક તરીકે વાપરવું તે હલકો ખોરાક મનાય છે.

આંતરડાંમાં રહેલો વિષ્ટાનો મળ ક્ષય થાય નહિ ત્યાં સુધી એટલે ત્રણ, પાંચ, કે સાત દિવસ સુધી આ પ્રમાણે વિધિ કર્યા પછી દેવ, ગુરૂ, અને બ્રાહ્મણોની પુજા કરીને સદરહુ કીલ્લાની માફક ત્રણ ભીંતોવાળા મકાનના વચલા ભાગમાં પ્રવેશ કરવો, અને પછી ચ્યવન પ્રાશાવલેહ ખાવાનો શરૂ કરવો. અજીર્ણ ઉત્પન્ન થાય નહિ. એટલા માપમાં આ પાક દરરોજ સવારના તેમજ સાંઝે ખાવો અને તે ઉપર ગાયનું શેર કઢુ એટલે તરત દોહેલું દુધ પીવું. એ સિવાય બીજો કંઇ પણ ખોરાક ખાવો નહિ. પાણી તો મુદલ પીવું નહિ એટલુંજ નહિ પરંતુ તેને સ્પર્શ સરખો પણ કરવો નહિ. કોઈ પણ જાતનું કામકાજ, કસરત કિંવા વિચાર સરખો પણ ન કરતાં નિશ્ચેષ્ટ પડી રહેવું. આ રીતે બરાબર છ મહીના સુધી આ ઔષધનું સેવન કરવાથી રોગ માત્ર દુર થાય છે, તેમજ વૃદ્ધાવસ્થાને લીધે સફેદ થયેલા કેશો, હાલી ગયેલા દાંતો, કરચલી વળી ગયેલી ચામડી, ઇંદ્રિયોની ક્ષીણતા વિગેરે નાબુદ થઈ હૃષ્ટપુષ્ટ નવ યૌવનતા પ્રાપ્ત થાય છે.

માત્ર ચ્યવન ઋષિએજ નહિ, પરંતુ વાલ્યખીલ, ભારદ્વાજ, ગૌતમ, અત્રિ, અગસ્ત્ય, માર્કંડેય, પુલસ્ત્ય અને હારીત વિગેરે અનેક ઋષિઓએ આવા રસાયન પ્રયોગોથી દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત કર્યાના લેખો શાસ્ત્રોમાંથી મળી આવે છે.

દીર્ઘ આયુષ્ય કેવી રીતે પ્રાપ્ત થાય તે વિષે આજકાલ વિદ્વાનોમાં અનેક મતભેદ ચાલે છે, કેટલાએકોનું એવું માનવું છે કે અ-

ત્યંત કામકાજને લીધે શરીરના અવયવોને ધમારો પહોંચવાથી જીવન દોરી ટુંકી થાય છે. માટે દીર્ઘ જીવનની ઇચ્છા રાખનારાઓએ શ્રમથી બીલકુલ દુર રહેવું જોઇએ. વળી કોઈ એમ માને છે કે પૌષ્ટક ખોરાક ખાવાથી દીર્ઘાયુષ્યવાળું થવાય છે. ત્યારે કોઈ એમ કહે છે કે સાધુ વૃત્તિ રાખીને જેઓ સાદો વનસ્પતિનો ખોરાક લે છે અને હમેંશાં ધર્મ નિષ્ટ રહીને ઇશ્વરનું ભજન કર્યાં કરે છે તેઓ વધારેમાં વધારે જીવી શકે છે. આપણા ઋષિમુનિઓ તેમજ પ્લેટો, સોલન, સોક્રેટીસ વિગેરે યુરોપના તત્વદર્શીઓ આવુંજ જીવન ગાળતા હતા અને તેથીજ તેઓ લાંબુ આયુષ્ય ભોગવી ગયા છે.

જો આ બધા મતો સત્ય હોય તો આ પ્રયોગથી દીર્ઘાયુષ્ય પ્રાપ્ત થાય એ વાત ચોક્કસ છે, કારણ કોઈ પણ જાતની ધાંધલ સિવાયનું પૂર્ણ શાન્તિમય જીવન, વનસ્પતિજન્ય ઔષધિય પૌષ્ટિક ખોરાક અને ધર્મનાં તત્વોના વિચાર પૂર્વક ઇશ્વિર ભજન એ બધા ઉપાયો આ પ્રયોગથી અનાયાસે સિદ્ધ થાય છે. પરંતુ આવા પ્રયોગો ચાર, છ મહીના સુધી સેવવા પડે છે અને તેથી ત્યાં સુધી ધર્મ તત્પરતા અને ઇંન્દ્રિયોની નિયમતા સાથે ધૈર્યતા રાખી શકે એવા પુરૂષો આજકાલના જમાનામાં ભાગ્યેજ મળી શકે તેમ છે. અને તેથી આવી રીતે રસાયન ઔષધો સેવવાની પ્રણાલી આજકાલ પ્રચારમાં નથી.

રસાયન ઔષધો સેવવાની બીજી રીત "સૂર્ય મારૂતિક વિધિ" ના નામથી ઓળખાય છે. અથવા જેઓ એકાંત વાસમાં ન રહી શકે તેમણે ગમે ત્યાં વસીને ગમે તેવી સ્થિતિમાં ઔષધનું સેવન કરવું

તેનું નામ આ વિધિ છે. આ રીતે ઔષધ સેવન કરવાથી જો કે ફળ સિદ્ધિ ઓછી પ્રાપ્ત થાય છે એટલે કે વૃદ્ધાવસ્થા દુર થઈ ફરીથી નવિન દેહ પ્રાપ્ત થતો નથી, તો પણ ઘણા દિવસ ઔષધ સેવન કરવાથી દરેક રોગ નાબુદ થાય છે. તેમજ ક્ષીણ થયેલો દેહ હૃષ્ટપુષ્ટ થઇ શક્તિવાન બને છે. આ રીતે ઔષધ સેવવામાં ટાઢ, તાપ, પવન વિગેરેમાં ફરવાની છુટ છે, તેમજ ખાવાપીવામાં કંઈ ભુલચુક થઇ જાય તો પણ કોઈ જાતનું નુકશાન થતું નથી, જેથી આ વિધિ પ્રમાણે બીજાં રસાયન ઔષધોની માફક આ અવલેહ પણ વાપરવાની પ્રણાલી આજકાલ પ્રચલીત છે.

આ ચ્યવન પ્રાશાવલેહને આજકાલ વૈદ્યો “ જીવન ”ના નામથી ઓળખાવે છે અને જુદાં જુદાં દરદો માટે તેનો યોગ્ય અનુપાનથી ઉપયોગ કરે છે.

**સામાન્ય વિધિ**—જેના શરીરમાં કોઈ પણ જાતનો રોગ નથી, પરંતુ શરીરની આરોગ્યતા ટકી રહે એવી ઇચ્છાથી જેણે સેવન કરવું હોય તેણે પોતાની પ્રકૃતિને માફક આવે તેવી રીતે દરરોજ સવાર, સાંઝ ા થી ચાર તોલા જેટલું આ ઔષધ ખાઇ ઉપર પાંચથી દશ તોલા જેટલં ઠંડું જળ અથવા તો ગાયનું દુધ પીવું અને પ્રકૃતિને માફક આવે તેવો દુધભાત જેવો હલકો ખોરાક રાખવો. વ્યવહારીક કાર્યોની કાળજી ઓછી કરીને જેમ બને તેમ શાન્તિમય જીવન ગાળવું. આ પ્રમાણે એકાદ બે વર્ષો સુધી આ ઔષધનું સેવન કરવાથી તેની અંદર રહેલાં દીર્ઘ જીવનપ્રદ તત્વોનો દેહમાં સંચય થાય છે, જેના લીધે રસ, રક્ત, વીર્ય વિગેરેમાં રહેલી તમામ વિકૃતિ દુર

થાય છે. મળ, મૂત્રની પ્રવૃત્તિ યથાયોગ્ય થાય છે, જઠરાગ્નિ પ્રબળ બને છે, રસ, રક્તાદિ ધાતુઓ શુદ્ધ રહેવાને લીધે શરીર નિરોગી રહે છે. સ્મરણ શક્તિ વધે છે, દેહની કાન્તિ તથા વર્ણ સારો થાય છે, શરીર અને ઇન્દ્રિયોનું બળ વધે છે. વીર્યયથા યોગ્ય શુદ્ધ અને પુરતા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે, સ્વર ગંભિર બને છે, વૃદ્ધાવસ્થા એકદમ પોતાનો અમલ જમાવી શકતી નથી અને જીવનદોરી અવશ્ય લંબાય છે.

૨. જે કારણોને લેઇને આજકાલ તરૂણ પુરૂષોમાં ધાતુક્ષયનું દરદ ઊત્પન્ન થાય છે. અને જે સેંકડો પેટન્ટ ઔષધો વાપરી પૈસાની પાયમાલી કરવા છતાં પણ સારૂં થતું નથી તે દરદ ઉપર આ અવલેહ અતિ ઊત્તમ ફાયદો બતાવે છે. આવા દરદીઓની પ્રકૃતિ એવી વિલક્ષણ થયેલી હોય છે કે તેમને કોઇ પણ કડક અથવા તો ઠંડુ ઔષધ માફક આવતું નથી. આવી સ્થિતિ હોવા છતાં પણ આ અવલેહ સર્વેને માફક આવે છે. દરરોજ સવાર, સાંઝ એકથી ચાર તોલા જેટલો આ અવલેહ લેઇ તેના ઉપર પાંચથી દશ તોલા જેટલું દુધ પીવાથી અને ખોરાકમાં માત્ર દુધ, ભાત રાખવાથી એકાદ વર્ષમાં કોઇ પણ કારણથી ઊત્પન્ન થયેલી લાંબા સમયની ધાતુ ક્ષીણતા દુર થાય છે. અને ગમે તેવું ઊષ્ણ તેમજ શીતવીર્ય બીજું ઔષધ માફક આવવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. આ પ્રયોગ ચાલતો હોય ત્યારે શ્રમ, પ્રવાસ, ઊદ્યોગ ધંધાની પ્રવૃત્તિ, દરદ સંબંધિ કાળજી વિગેરે જેમ બને તેમ ઓછાં રાખવાં.

૩. આમળાંમાં જ્વરહર ગુણ પણ અજબ રીતે રહેલો છે, અને

તેથી સખ્ત તાવ આવી ગયા પછી તાવની કંઇક સૂક્ષ્મ અસર શરીરમાં રહે છે, અથવા તો બીજા કોઇ દરદના લીધે લોહીની ગરમી વધવાથી ચામડી ઉપર જે તપારો રહે છે તેને જીર્ણ જ્વરના નામે ઓળખવામાં આવે છે. આ દરદના માટે દર ટાઇમે જીવન એકથી ચાર તોલા, ગળોનું સત્વ એક વાલ, અને વસંત માલતી એક રતી સાથે મેળવીને ખાવાથી ઇચ્છિત ફાયદો થાય છે.

૪. અગ્નિમાંધ એટલે જઠરાગ્નિની નબળાઇના દરદમાં વૈદ્યો શંખવટી, ગંધક વટી વિગેરે ઔષધો વાપરે છે, પરંતુ લાંબા સમયથી ચાલતા આવેલા જીર્ણ દરદમાં આવી ક્ષારવાળી જલદ દવાઓ ઘણા વખત સુધી ચાલુ રાખવી એ સલાહકારક નથી, કેમકે એવાં સખ્ત ઔષધોથી આંતરડાંની સ્થિતિ સુધરવાને બદલે ઊલટી બગડે છે. આવા સમયમાં દર અઠવાડીયામાં એકાદ વખત સુંઠના ઊકાળા જોડે એરંડીયું તેલ લઇને આંતરડાંમાં એકઠો થયેલો ચીકણો મળ કાઢી નાંખવો અને ઔષધ તરીકે દ્રાક્ષાસવની સાથે જીવન ખાવું. દરરોજ સુતી વખતે ત્રિફળાંની ફાકી લેવી. ખોરાકમાં કેવળ દુધ અથવા તો દુધ, ભાત ખાવાં અને દર ત્રીજે, ચોથે દિવસે એક અપવાસ ખેંચવો. આ પ્રમાણે વર્ત્તવાથી આ :દરદ અસાધ્ય થઇ ગયું હોય તો પણ સારૂં થાય છે.

૫. અજીર્ણ અને અમ્લપીત્તનાં દરદો કે જે બહુ જુનાં થયા પછી મૂળમાંથી મટતાં નથી, તેઓના માટે પણ ઉપર મુજબ વિધિથી દ્રાક્ષાસવ સાથે જીવન બે, ત્રણ માસ ચાલુ રાખવાથી બહુ જુનાં હઠીલાં દરદો પણ નાબુદ થાય છે. વળી લાંબા સમયથી ચાલતું આવેલું બંધકોશનું દરદ પણ જડમૂળથી જાય છે.

૬. અતિસાર એટલે ઝાડાનું દરદ કે જે જુનું થયા પછી સંગ્રહણી કે મરડાનું સ્વરૂપ ધારણ કરે છે તેના માટે જીવન એ રામબાણ ઉપાય સિદ્ધ થયેલ છે. જીવનથી ઝાડા બંધ થાય છે, એટલુંજ નહિ પરંતુ આંતરડાંમાં તથા શરીરમાં તે નવું લોહી ભરે છે. પરંતુ આ પ્રયોગ ચાલતો હોય ત્યારે ખોરાકમાં માત્ર દુધ, મોળી છાશ કિંવા દુધ ભાત કે મોળી છાશ અને દુધ એટલી ચીજોજ ખાવી જોઇએ.

૭. જીર્ણ કમળો, અને પાન્ડુના દરદમાં જીવન લોહભસ્મ સાથે વાપરવાથી અપૂર્વ ફાયદો બતાવે છે, અને વળી લોહી પડતા અર્શના દરદમાં જીવન, લોહભસ્મ અને ગંધક રસાયન સાથે મેળવીને ખાવાથી જાદુઇ અસર થાય છે.

૮. ક્ષય, ખાંસી અને દમના દરદમાં હરીતકી અવલેહ, વાસાવલેહ અથવા તો ભૃગુ હરીતકી એમાંથી યોગ્ય લાગે તે અવલેહની સાથે અભ્રક ભસ્મ અથવા તો સુવર્ણ વસંત માલતી લેઇ બીજા દરેક ખોરાકનો ત્યાગ કરીને ખોરાક તરીકે માત્ર જીવન અને દુધ એ બે ચીજો ઉપર રહેવાથી બચવાની આશા છોડી દીધેલા દરદીઓ પણ સારા થાય છે.

૯. ખસ, દાદર, ખરજવાં, વિસ્ફોટક વિગેરે ચામડીના સડાનાં દરદો માટે વાવડીંગના તાંદળાઓનું ચૂર્ણ અડધાથી એક તોલો જેટલું અને જીવન સાથે મેળવી ખાવાથી ઉત્તમ પરીણામ આવે છે.

૧૦. વાસાવલેહ અને જીવન સમભાગે લેઇ તેમાં દર ટાઇમે એકાદ બે રતી લોહભસ્મ મેળવીને ખાવાથી રકતપીત્તનું કષ્ટ સાધ્ય દરદ પણ નાબુદ થાય છે.

૧૧. પ્રદર અને પ્રમેહના દરદમાં જીવન, ચંદ્રપ્રભા સાથે લેઇ લાંબા સમય સુધી બ્રહ્મચર્ય પાળવાથી ધાર્યું પરીણામ આવે છે.

આ સિવાય બીજાં પણ યોગ્ય અનુપાનોથી જુદાં જુદાં દરદો માટે જીવન વાપરી શકાય છે, અને તે હરેક પ્રકારનાં કષ્ટ સાધ્ય દરદોને જડ મૂળથી નાબુદ કરનાર સર્વોત્તમ ઔષધ હોવાનો દાવો ધરાવી શકે છે; માટે પૂર્ણ અનુભવી વૈધની સલાહ લેઇને તે બતાવે તે પ્રમાણે વિધિથી દરેક રોગ ઉપર તેનો ઉપયોગ કરવો.

**આ સિવાય આમળાંમાંથી બનતા બીજા મુખ્ય ઔષધ પ્રયોગો નીચે મુજબ છે.**

૨. **આમલક્યવલેહ**—લીલાં તાજાં આમળાંનો રસ ૧૦૨૪ તોલા કાઢી તેની અંદર લીંડીપીંપરનું ચૂર્ણ ૬૪ તોલા, બીયાં કાઢી નાંખેલી કાળી દ્રાક્ષ ૬૪ તોલા, સુંઠનું ચૂર્ણ આઠ તોલા, વાંસકપુરનું ચૂર્ણ આઠ તોલા અને સાકર બસો તોલા નાંખીને ચાટવા જેવો પાક થાય ત્યાં સુધી પકવી ભોંય ઉતારી ઠંડુ થયેથી તેમાં ૬૪ તોલા મધ ઉમેરી કાચ કે માટીના રીઢા વાસણમાં ભરી રાખવું. આ ઔષધ દરરોજ સવાર, સાંઝ ૦ાા થી બે તોલા જેટલું સેવન કરવાથી કમળો અને પાંડુરોગ નાબુદ થાય છે.

૩. **આમલકી રસાયન**—તાજા સુકાં આમળાંને ખાંડીને તેઓનું વસ્ત્રગાળ ચૂર્ણ કરીને તે ચૂર્ણને લીલાં આમળાંના રસમાં ભીંજવીને છાંયે સુકવવું. એક વખત ભીંજવેલું ચૂર્ણ સુકાઇ જાય ત્યારે ફરીથી ભીંજવીને સુકવવું. આ પ્રમાણે સો વખત લીલા રસની ભાવના અપાઈ રહે એટલે તે ચૂર્ણને સારી પેઠે સુકવીને બાટલીમાં

ભરી રાખવું. આ ચૂર્ણ ૦। થી ૦॥ તોલા જેટલું લેઇને ગાયના દુધ સાથે પીવાથી ધાતુપુષ્ટ થાય છે અને પિત્તની શાન્તિ થાય છે.

૪. **આમલકી સ્વરસ**—આંબળાંનો રસ ૦॥ થી બે તોલા જેટલો લેઇને તેમાં હળદરનો ભૂકો ૦। તોલા જેટલો નાંખીને તેમાં એકાદ તોલા જેટલું મધ મેળવીને આપવાથી સર્વે જાતના પ્રમેહ દુર થાય છે.

૫. **ધાત્રીલોહ**—સારાં તાજાં સુકાં આમળાંનું ચૂર્ણ આઠતોલા, લોહભસ્મ ચાર તોલા અને જેઠીમધ બે તોલા એ બધાંને મિશ્ર કરીને તેઓને સાત વખત લીલાં આંમળાંના રસની અને તેટલીજ વખત ગળોના રસની ભાવના દેવી. આ ચૂર્ણ વીશથી ચાળીશ ઘઊંભાર જેટલું આપવાથી પાંડુ, કમળો, અજીર્ણ અને અમ્લ પીત્તનું દરદ દુર થાય છે. જમવા પહેલાં આ ચૂર્ણ ૦। તોલો ઘી અને અડધા તોલા મધ સાથે મેળવીને ખાવાથી પિત્ત અને વાયુના વ્યાધિઓ દુર થાય છે. ભોજનના મધ્યમાં લેવાથી ખોરાકનો બંધકોશ થતો નથી તેમજ ખોરાક પચતી વખતે ઉત્પન્ન થતા ખાટા ઓડકાર, બળતરા વિગેરેના વ્યાધિઓ દુર થાય છે અને ભોજનના અંતમાં લેવાથી પરીણામ શૂળ એટલે ખોરાક પચતી વખતે ફુટતી શૂળો દુર થાય છે.

૬. **કલ્યાણ ગુડ**—તાજાં આમળાંનો રસ ૧૯૨ તોલા લેઈ તેની અંદર બસો તોલા ગોળ તથા પીંપળામૂળ, જીરૂં, ચવક, સુંઠ, મરીયાં, લીંડીપીંપર, છીણીનાં મૂળ, અજમો, વાવડીંગ, સિંધવ, હરડે, બહેડાં, આમળાં, અજમોદ, કાળીપાઢ, ચિત્રનાં મૂળ અને ધાણા એ દરેક ચીજ બે, બે તોલા લેઇ કરેલું ચૂર્ણ તથા બત્રીશ તોલા નસો-

તરનું ચૂર્ણ અને બત્રીશ તોલા તલનું તેલ નાંખી મંદાગ્નિથી પકાવતાં જ્યારે અવલેહ તૈયાર થાય ત્યારે તેમાં તજ, તમાલપત્ર અને એલચી એ દરેકનું ચૂર્ણ એક એક તોલો નાંખીને કાચની બરણીમાં ભરી રાખવું. આ ઔષધ દરરોજ સવાર, સાંઝ એકથી ચાર તોલા જેટલું લેઇને ખાવાથી તમામ જાતની સંગ્રહણી, જુનો મરડો અને બંધકોશનું દરદ નાબુદ થાય છે.

૭. **ધાત્ર્યાસવ**—સારાં પાકેલાં તાજાં મોટાં આમળાં ૨૦૦૦ લેઇ તેઓનો રસ કાઢી તે રસનું જેટલું વજન થાય તેથી આઠમા ભાગનું મધ, બસો તોલા સાકર અને લીંડીપીંપરનું આઠ તોલા ચૂર્ણ એ બધાંને એક માટીના રીઢા વાસણમાં કે ચીનાઈ માટીની બરણીમાં ભરી તેનું મહોડું બંધ કરીને જવ કે ઘઉંના ઢગલામાં એકત્રીશ દિવસ સુધી રાખીને પછી ગળી લેઇ ઉપયોગમાં લેવું. આ ઔષધ જેમ જુનું થાય તેમ ન બગડતાં વિશેષ ગુણકારક બને છે. અને તે સવાર, સાંઝ એમ દરેક વખતે બેથી ચાર તોલા જેટલું લેવાથી કમળો, પાંડુરોગ, વાતરક્ત. વિષમજ્વર વિગેરે દરદો નાબુદ થાય છે.

૮. **મહાતિક્તક ઘૃત**—સાતવીણની છાલ, અતિવિષની કળી, ગરમાળાનો ગોળ, કડુ, કાળી પાઢ, નાગરમોથ, વીરણનાં મૂળ, હરડે, બહેડાં, આમળાં, પટોળના વેલા, લીંબડાની અંતરછાલ, ખડસલીઓ, ધમાસો, રતાંજળી, લીંડીપીંપર, ગજપીંપર, પદ્મકનું લાકડું, હળદર, દારૂહળદર, ઘોડાવજ, ઇંદ્રવારણી, શતાવરી, અનંતમૂળ, કાળું અનંતમૂળ, ( જો તે ન મળે તો સારસાપરેલાનાં મૂળ વાપરવાં ) ઇંદ્રજવ,

અરડુસી, મોરવેલ, ગળો, દેશી ચરીયાતુ, જેઠીમધ અને ત્રાયમાણ એ દરેક ચીજ એક એક રૂા. ભાર લેઇ બારીક ખાંડી સાથે મેળવી પાણી સાથે ખરલ કરી ચટણી જેવું બનાવી લોઢાની કઢાઇમાં નાંખી તેમાં ૧૨૮ તોલા પાણી, ૨૫૬ તોલા તાજાં લીલાં આમળાંનો રસ અને ૧૨૮ તોલા ઘી નાંખી એ બધાંને સાથે મેળવીને મંદાગ્નિથી ઊકાળતાં જ્યારે પાણી અને રસનો ભાગ બળી જઇને ઘી માત્ર બાકી રહે ત્યારે ઊતારી ગળી લેઇ કાચની બરણીમાં રાખી મૂકવું. દરરોજ સવાર, સાંઝ એકથી બે તોલા જેટલું આ ઘી ચાટી ઉપર બે ઘુંટડા ટંડુ પાણી પીવાથી કોઢ, પત, રક્તપિત્ત, લોહી પડતા અર્શ, રતવા, અમ્લપીત્ત, વિસ્ફોટક, ખુજલી, ખસ, પાંડુ, કમળો, પીતનો ગોળો, કંઠમાળ, ભગંદર વિગેરે દરદો અસાધ્ય હોય તોપણ નાબુદ થાય છે. ઊષ્ણ પ્રકૃતિનાં મનુષ્યોને લોહી કિંવા પીત્ત વિકારથી થતાં અનેક દરદો ઉપર જ્યારે બીજાં ઔષધો માફક આવતાં નથી ત્યારે આ બરાબર રીતે માફક આવી અજબ ફાયદો બતાવે છે. પરંતુ આગળ વધેલાં દરદો માટે તે ચાર, છ મહીના અવશ્ય લેવું જોઇએ.

૯. **બૃહત્ધાત્રી ઘૃત**—આમળાંનો રસ, વિદારીકંદ એટલે પાતાળ કહોળાંનો રસ, શતાવરીનો રસ, ગાયનું દુધ, અને ઘી એ દરેક ચોસઠ, ચોસઠ રૂા. ભાર અને કાસ, ડાભ, કાળી શેરડી, મુંજ અને વીરણ એ દરેકનાં મૂળ સોળ, સોળ તોલા લેઈ તેઓને ખોખરાં કરી આઠશેર પાણી સાથે ઉકાળતાં જ્યારે ૬૪ તોલા પાણી બાકી રહે ત્યારે ઊતારી ગળી લીધેલું એ ૬૪ તોલા ઊકાળાનું પાણી એ બધાં સાથે મેળવી ઉકાળતાં જ્યારે પાણી અને રસનો ભાગ બળી જઇને

થી માત્ર બાકી રહે ત્યારે તેને ભોંય ઊતારી ગળી લેઇ તેમાં જેઠી-મધ, નસોતર, જવખાર અને વરધારો એ દરેકનું ચૂર્ણ ચાર, ચાર તોલા, અને સાકર તથા મધ એ દરેક બત્રીશ તોલા ઊમેરી રાખી મૂકવું—આ ઘી દરરોજ સવાર, સાંઝ એકથી બે રૂા. ભાર જેટલું ચાટી તેના ઉપર આસોપાલવની છાલ, ગળો, અરડુસીના મૂળની છાલ, દારૂ હળદર, નાગરમોથ અને રતાંજળી એ ચીજો સરખે ભાગે લેઇ બનાવેલો ઊકાળો પીવાથી સ્ત્રીઓનાં વિવિધ પ્રકારનાં પ્રદરોની શાન્તિ થાય છે અને ક્ષીણ થયેલું શરીર પુષ્ટ થાય છે.

**૧૦. આમલકી સ્વરસપાન**—દરરોજ સવારના, બપોરે જમ્યા પછી તથા સંધ્યાકાળે એમ દિવસમાં ત્રણ વખત દરેક સમયે અઢી તોલા જેટલો આમળાંનો રસ પીવાથી હોજરીનું ખટાણ અને તેના લીધે આવતું શૂળ, અમ્લપીત્ત, તૃષા, દાહ, જમ્યા પછી થતી ઊલટી વિગેરે દરદો દુર થાય છે.

**૧૧. અર્શ રોગહર મહૌષધ**—ગાયનું માખણ વીસ રૂા. ભાર લેઇને લોઢાની કઢાઇમાં નાંખી ચુલે ચઢાવી ધીમો અગ્નિ આપતાં જ્યારે તેમાંથી ફીણનો ભાગ દુર થાય ત્યારે તેમાં બીજ સિવાયનાં સુકાં આમળાંનું ચૂર્ણ બે તોલા નાંખી હલાવતાં જ્યારે તે થોડું ઘણું શેકાય ત્યારે બે તોલા વડનાં કોમળ પાંદડાંને બારીક ખરલ કરીને બનાવેલી લુગદી તેમાં નાંખી હલાવતાં જ્યારે તે બન્ને ચીજો સારી પેઠે શેકાય ત્યારે કઢાઇને ભોંય ઊતારી ચોવીશ કલાક રહેવા દેવી અને ત્યારબાદ બીલી અથવા તો લીંબડાના લીલા લાકડાના દંડાવડે તેને સારી પેઠે ઘુંટી રાખી મુકવું. આ ઔષધ દરરોજ સવાર, સાંઝ

૦॥। થી એક તોલા જેટલું સેવન કરવું અને ખોરાકમાં માત્ર દુધ ભાતજ વાપરવો. આ પ્રમાણે કેટલાએક દિવસો સુધી વર્ત્તવાથી અર્શના લીધે થતી પીડા તથા તેમાંથી પડતું લોહી બંધ થાય છે એટલુંજ નહિ પરંતુ ધીમે ધીમે અર્શ પણ ચીમળાઇ જઈને ખરી પડે છે એ અનેક દરદીઓ ઉપર અજમાવેલું છે.

**૧૨. આમળાંનું તેલ**—લીલાં આમળાંનો રસ એંશી તોલા અને તલનું તેલ ચારસો તોલા લેઇ તેઓને કલાઈ કરેલાં ત્રાંબા કે પીતળના વાસણમાં નાંખી ચૂલે ચઢાવવાં અને પછી તેમાં વીરણવાળો, નાગરમોથ, સુખડ, કપુર કાછલી, ગુલાબનાં ફુલ, પડાપાંદડી એ દરેક પાંચ પાંચ તોલા, અને પકુચુરો, ધઊંલા, નખલા, તમાલપત્ર, બ્રાહ્મી, તજ એ દરેક અઢી તોલા લેઇ બારીક વાટી પાણી સાથે ખરલ કરી ચટણી જેવાં બનાવીને નાંખવાં, તેમજ વીશ તોલા લીલા ડમરાને બારીક લસોટી લુગદી જેવો બનાવીને નાંખવો. આ પ્રમાણે બધી ચીજો નંખાઇ રહ્યા બાદ તે વાસણના તળીએ ધીમો અગ્નિ સળગાવી ઊકાળતાં જ્યારે રસનો ભાગ બળી જઈ તેલ માત્ર બાકી રહે ત્યારે ભોંય ઊતારી ઠંડુ પડે તેમાં અડધો તોલો કપુરનું ચૂર્ણ ઊમેરીને પછી ગાળી લેઇ બાટલીઓમાં ભરી રાખવું. આ તેલનો દરરોજ માથામાં ઘાલવા તરીકેનો ઉપયોગ કરવાથી મગજની ગરમીનાં અનેક દરદો નાબુદ થાય છે, વાળનાં મૂળ મજબુત થાય છે જેથી તેઓ ખરી જતા અટકે છે અને વળી તેઓ રેશમ જેવા સુંવાળા અને ભમરા જેવા કાળા અને ચકચકીત થઇ વૃદ્ધિ પામે છે. આજકાલ બજારમાં વિધવિધ નામોથી વેચાતાં "હેઅર આઇલો કે જેઓમાં માત્ર ગંધ વિનાનું વ્યાસલેટ સુગંધિ અને મનમોહક રંગ સિવાય

અન્ય કંઇપણ હોતું નથી અને તેથી તેઓના ઉપયોગથી વાળોનું હિત થવાને બદલે જે નખોદ વળે છે તેના બદલે જો આ તેલનો ઉપયોગ કરવામાં આવે તો તે હજાર દરજ્જે શ્રેયસ્કર છે.

મૃત્યુને જીતી શકાય, હજાર વર્ષનું આયુષ્ય ભોગવી શકાય તેવા અને તેથી પણ અધિક ફળને આપવાવાળા આમળાંથી બનતા અનેક પ્રયોગો શાસ્ત્રકારોએ બતાવેલા છે, પરંતુ તેઓ બધા કુટિ પ્રાંવેશિક રીત એટલે એકાંતવાસમાં એકાદ, બે વર્ષ સુધી રહીને સેવવાના હોવાથી ચાલતા જમાનામાં સેવી શકાય તેમ નથી એમ ધારી અત્રે આપવામાં આવતા નથી.

---

## ઊલટ કમ્બલ.

સં. પીવરી. હિં. ઊલટ કંબલ, ઓલટ કંબલ, કુમલ, સનુક્પાસી. બં. ઊલટ કંબલ, ઓલટ કંબલ. ઇં. Perennial Indian Hemp or Devil's Cotton. લા. Abroma Augusta. ગુ. ઊલટ કંબલ, ઊલટ કમળ.

**વિવરણ**—જેનાં મૂળીયાંમાંથી અનેક ડાળીઓ ફુટે છે. એવું આ ઝાડવું ગરમ પ્રદેશની ભેજવાળી ડુંગરાઉ જમીનમાં કુદરતી રીતે પુષ્કળ પ્રમાણમાં ઉગે છે. વળી તેની ડાળીઓ કાપીને રોપવાથી પણ અનેક નવાં ઝાડો ઉત્પન્ન કરી શકાય છે. તેમજ બીજ વાવીને પણ ઊછેરી શકાય છે.

આ ઝાડવાની ડાળીઓની છાલમાંથી શણ અને આશીના

જેવાજ મજબુત અને સફેદ રેસાઓ નીકળે છે. અને વળી એક વખત ડાળીઓને કાપી લેવાથી ત્રણ, ચાર માસમાં નવી શાખાઓ તૈયાર થાય છે. એ રીતે એક વર્ષમાં બે, ત્રણ વખત રેષાઓની પેંદાશ લેઈ શકાય છે. દરેક શાખા ચારથી આઠ ફીટ લાંબી વધે છે, પરંતુ આમ ઉપરા છાપરી પેંદાશ લેવાને માટે તેનું વાવેતર સારા ફલ્દ્રુપ અને ભેજવાળી જમીનમાં કરવું જોઇએ.

આ વૃક્ષની શાખાઓ અને પાંદડાંનો આકાર સ્થલ પદ્મના જેવો જ હોય છે, ફક્ત સ્થળ પદ્મના કરતાં ઉલટ કંબલનાં પાંદડાંની અંદર રહેલી નસો કિંચિત લાલ હોય છે એટલોજ તફાવત દૃષ્ટિએ આવે છે. અને તેથી સ્થલ પદ્મ કિયું ? અને ઉલટ કંબલ કિયું ? તે સહેજ સમજાઈ શકાતું નથી. આ ઝાડને શિયાળામાં સૂક્ષ્મ અને લાલ રંગનાં ફુલો ઉઘડે છે અને ઉનાળામાં ફળો આવે છે. ફળોનો આકાર છત્રાકાર હોઈ તેની ચારે બાજુએ પાંખડી યુક્ત સૂક્ષ્મ પાંદડાં હોયછે. એ ફળોની અંદર બારીક પીળા રંગનાં બીજ હોય છે.

**ગુણધર્મ અને ઉપયોગ**—પ્રાચીન વૈદ્યક ગ્રંથમાંથી આ ઓષધનું વિશેષ વર્ણન મળી આવતું નથી. પરંતુ હાલના સમયમાં એક અત્યંત દીવ્ય ઔષધ તરીકે તેણે ખ્યાતિ મેળવી છે. "ધી એકોનોમિક પ્રોડ્કટસ્ ઓફ ઇન્ડિયા" નામે વિખ્યાત ગ્રંથના કર્ત્તા ડૅાકટર સર જ્યોર્જ વૅાટ સાહેબ જણાવે છે કે:—

**It was fiist dicovered by Roxburgh in 1801; The root-bark is held in high esteem by Native practitioners as a Medicine for dysmenorrhoea**

આ ઔષધ પહેલ વહેલું ઈ. સ. ૧૮૦૧ માં રોકસબર્ગે શોધી કાઢયું હતું. સ્ત્રીઓને માસિક ૠતુ આવતી વખતે થતી અસહ્ય પીડા કે જે કષ્ટાર્ત્તવના નામથી ઓળખાય છે તેના માટે દેશી વૈદ્યો તરફથી ઉત્તમ ઔષધ તરીકે તેણે કીર્તિસંપાન કરેલી છે.

"ધી બેંગાલ કેમીકલ એન્ડ ફાર્માસ્યુટીકલ વર્કસ" એવા નામથી પ્રસિદ્ધ થયેલા જગદ્વિખ્યાત ઔષધિય કારખાનાના પૂર્ણ અનુભવી વિદ્વાન્ ચાલકો પોતાના કૅટલોગમાં આ ઔષધ સંબંધિ લખતાં જણાવે છે કેઃ—

ઊલટ ક્રમળે ૠતુ આવવાના સમયે થતી પીડા નાબુદ કરવાના કાર્યમાં રામબાણ હોવાની ખ્યાતિ મેળવી છે. આ અત્યંત કષ્ટપ્રદ દરદથી પીડાતી અબળાઓના આરામ માટે આ ઔષધિનો રાસાયણિક અને વૈદ્યકીય અભ્યાસ કર્યા પછી અમે ખાત્રીથી કહીએ છીએ કે વૈદ્યોના કહેવા મુજબ તેની અસર કદી પણ મિથ્યા જાય નહિ એવી છે. સ્ત્રીઓનું આરોગ્ય, તેમનો સારો ચહેરો અને દેખાવ તથા સ્વભાવ એ બધું ઘણા ભાગે યોગ્ય અને પીડા સિવાયનું ૠતુ આવવા ઉપર આધાર રાખે છે. આંખોની આસપાસના કાળા ડાઘાઓ, વારંવાર માથાનું દુઃખવું, નીચેના ભાગ ઉપર ભારની લાગણી, માસિક ધર્મ વખતે થતી અસહ્ય પીડા, રજનું ઓછા વધતા પ્રમાણમાં દેખાવું વિગેરે ઉપદ્રવો કે જે કષ્ટાર્ત્તવના લીધે ઉત્પન્ન થાય છે, તેઓ બધા આ ઔષધિનું થોડા દિવસ સેવન કરવાથી નાશ પામે છે. ૠતુ આવતાં પીડા થવા ઉપરાંત વળી ૠતુ ઓછું આવતું હોય કિંવા સમૂળગું બંધ પડી ગયું હોય તેવા સમયે પણ આ ઔષધ વાપરવાથી ૠતુ જલદી વખતસર અને વિના પીડાએ આવે છે. એ ઉપરાંત આ

ઔષધના સેવનથી ગર્ભાશયના દોષો પણ નિવૃત્ત થાય છે અને તેથી પરણેલી સ્ત્રીઓ માટે ગર્ભ રહેવાનો માર્ગ ખુલ્લો થાય છે.

"કલકત્તાના સુપ્રસિદ્ધ **કવિરાજ હરલાલ ગુપ્ત** પોતાના **આયુર્વેદ-ભાષાભિધાન** નામે ગ્રંથમાં જણાવે છે કે:—"

**"स्त्री लोक दिगेर योनिरोग, जरायु दोष, प्रदर ओ रजोदोष एवं अर्शोरोग नाशक इहार गुण आमादेर प्रत्यक्ष."**

સ્ત્રીઓના યોનિરોગો, ગર્ભાશયના દોષો, પ્રદર, રૂતુ સંબંધી દર્દો તેવીજ રીતે અર્શ રોગનો આ ઔષધ નાશ કરે છે. એના ગુણો અમોએ પ્રત્યક્ષ અનુભવેલા છે. વળી **"વિદ્યારત્ન"**ના માનવંતો ખેતાબ ધારણ કરનારા પ્રવિણ ચિકિત્સક કવિરાજ શ્રી દ્વારકાંનાથ જણાવે છે કે:—

**उलट कम्बलेर मिकडेर छाल शुष्क ओ हामाम दिस्ताय चूर्ण एवं वस्त्र खण्डे छांका हइले पांच आना परिमाणे चूर्ण लइया २१ टि गोलमरिच चूर्ण सह मिश्रित ओ पेषित हइले ऋतुर प्रथम दिन हइते नित्य एइ नियमे एइ महौषध, सप्ताह पर्यन्त सेवन, केवल मात्र दुग्धसह अन्न पथ्य. स्वामिसहवास परित्याग, पवित्राचारे थाका, एइ सकल नियम प्रतिपालन पूर्वक एक सप्ताह काल एइ औषध सेवन करिवे. एइ रुपे ४–५ मासेर ऋतुने प्रथमदिन हइते सप्ताह पर्यन्त व्यवहृत हइले क्रमशः जरायुर दोष**

संशोधन हईया रोगिणी आरोग्य प्राप्ति एवं सन्तान हईवार सम्भव हईया थाके, ईहाणे मरिचसह शीछे वाटिया सेवन हईले ओ कोन हानि नाई. आमार विवेचनाय ५-६ ऋतु पर्यन्त एई स्त्रीके स्वामि-सहवास कराण वैधनहे. जरायू संशोधनानंतर सहवासे श्रेयस्कर फळ हईते पारे

प्रदर ओ बाधक रोगेर एई महौषध के कलिकातार चोर बागान मोडस्थित कोन डाकटार बाबू पाऊडार करिया शिशि मध्ये संस्थापन पूर्वक लाल काला लेबेल आंटीया प्याटेन्ट औषध करिया छोन. सतत २॥ टाका मूल्ये एक एक शिशि विक्रय करिया थाकेन; एवं नाना कौशले ओ छाङ्गनि बांधूनि करिया संवाद पत्रिकाय वा पृथक् विज्ञापने ईहार गुण प्रकाश करिया थाकेन. तज्जन्य विशेष अर्थ प्राप्ति हईया उपकृत हईते छेन.

ઉલટ કમળનાં મૂળીયાંની છાલ લાવી છાંયે સૂકવી ખાંડણી દસ્તાથી ખાંડીને બારીક ભૂકો એટલે ચૂર્ણ કરવું. એ ચૂર્ણને કપડા વડે ચાળી તેમાંથી દરરોજ સવાર, સાંઝ, પાંચ આનીભાર એટલે દશવાલ લેવું. અને તેમાં એકવીશ મરીયાંને વાટીને કરેલો બારીક ભૂકો ઉમેરી બન્ને બાંન્નેને સારી પેઠે ખરલ કરીને એક બીજા સાથે મિશ્રણ કરવી. ઋતુ આવવાના પ્રથમ દિવસથી શરૂ કરીને સાત દિવસ સુધી

આ મહૌષધ એ પ્રમાણે માપથી લેઇને સેવન કરવું. ખોરાકમાં માત્ર દુધ ભાતજ ખાવાં. સ્વામિ સમાગમનો પરિત્યાગ કરવો. પવિત્રપણે રહેવું. આ પ્રમાણે ચાર, પાંચ માસ સુધી દરેક મહીને રજઃસ્વલાપણું પ્રાપ્ત થાય તેના પ્રથમ દિવસથી શરૂ કરીને સાતમા દિવસ સુધી ઔષધનું સેવન કરવાથી ગર્ભાશયના દોષોનું ક્રમે ક્રમે સંશોધન થઈ રોગી સ્ત્રીને આરોગ્ય પ્રાપ્તિ તેમજ સંતાનોત્પત્તિ થવાનો સંભવ રહે છે. આ ઔષધ તેમજ મરીયાંનુ પૃથક્ પૃથક્ ચુર્ણ ન કરતાં બન્નેને સાથે મેળવી પત્થર ઉપર વાટી બારીક ભૂકો કરી તેનું સેવન કરવામાં પણ કોઇ જાતનું નુકશાન નથી. અમારા અભિપ્રાય પ્રમાણે આ ઔષધ સેવન કરનાર સ્ત્રીએ સ્વામિ સમાગમ કરવો ઉચિત નથી. ગર્ભાશયની સારી પેઠે શુદ્ધિ થયા બાદ એટલે છમાસ પછી સમાગમ કરવાથીજ મન ધાર્યું શ્રેયસ્કર ફળ પ્રાપ્ત થાય છે.

પ્રદર તેમજ વાંઝીયાપણાના દરદનું આ મોટામાં મોટું ઔષધ હોવાથી કલકત્તાના ચાર બાગાન આગળ રહેતા કોઈ એક ડાક્ટર બાબુ તેનું ચૂર્ણ બનાવી સુંદર શીશીઓમાં ભરી તેના ઉપર રંગબેરંગી લેબલો ચોડી સુંદર રીતે પેક કરી “ સ્ત્રીઓનાં તમામ દરદો માટે અવ્યર્થ રામબાણ પેટન્ટ મહૌષધ બનાવી બેઠા છે. અને કુદતના અખૂટ ખજાનામાંથી જથ્થાબંધ રીતે મફત મળતા આ ઔષધની દરેક નાનકડી શીશી અઢી રૂપીએ વેચી રહ્યા છે. તેમજ ન્યુસપેપરો દ્વારા અથવાતો પૃથક્ સૂચિપત્રો સ્વરૂપે વિધવિધ પ્રકારની વાક્ચાતુર્યતા ભરી જાહેર ખબરો છપાવી એના ગુણો પ્રકાશ કરી રહ્યા છે. જેના લીધે સ્ત્રી વર્ગ ઉપર ઉપકાર થવા ઉપરાંત વિશેષ અર્થ પ્રાપ્તિ પણ થાય છે.

આ ઔષધિનો અમારા અનેક દરદીઓ ઉપર અનુભવ લેતાં તેમાં રહેલા ઉમદા ગુણોની અમને પણ ખાત્રી થયેલી છે, અને તેથી તેનો છુટથી ઉપયોગ કરવાને માટે અમારા વાંચક વૃન્દને ભલામણ કરીએ છીએ.

આ વનસ્પતિ બંગાળા તરફ વિશેષ થાય છે અને તેથી તેને વાપરવાની ઇચ્છા રાખનારાઓને અત્રેથી ન મળી શકે તો "કવિરાજ શ્રી દ્વારકાનાથ વિદ્યારત્ન. ઠે. દેવનારાયણ દાશેરલેન હાઉસ નં. ૧૦ શ્યામ બાજાર કલકત્તા" એ સરનામે પત્ર લખી મંગાવી લેવા વ્યવસ્થા કરવી. હરકોઇ ઔષધ ચૂર્ણ કરતાં એકસ્ટ્રાકટના સ્વરૂપમાં લાંબા સમય સુધી ગુણહીન થયા સિવાય રહી શકે છે અને તેથી જ્યારે જોઇએ ત્યારે તાજા ઔષધ તરીકે વાપરી શકાય છે, આ હેતુને લક્ષમાં લેઇ "ધી બેન્ગાલ કેમીકલ એન્ડ ફાર્માસ્યુટીકલ વર્કસ લીમીટેડે આ વનસ્પતિમાંથી "એકસ્ટ્રાકટ એબ્રોમા ઑગસ્ટા લીકવીડ" નામની દવા તૈયાર કરી છે, અને તેથી તેવા એટલે એકસ્ટ્રાકટના સ્વરૂપમાં વાપરવાની જેની ઇચ્છા હોય તેણે "ધી બેન્ગાલ કેમીકલ ઍન્ડ ફાર્માસ્યુટીકલ વર્કસ લીમીટેડ નં. ૯૧ અપર સરક્યુલર રોડ કલકત્તા એ સીરનામે પત્ર લખી મંગાવી લેવી.

---

## કરોળીઆનાં પડ.

સં. ઊર્ણનાભસ્ય જાલ. **હિં.** મકડીકા જાલા. **મ.** કાતણ્યાચે ઘર **ઇં.** **A spider.**

**વિવરણ**—કરોળીઆ નામનાં જીવડાંઓ ભીંતો, પાટડા વિગેરે ઉપર સફેદ ચીનાઇ કાગળ જેવાં એકાદ, બે ઇંચ વ્યાસનાં પોતાને

રહેવાને માટે ગોળાકાર ઘરો બાંધે છે તે કરોળીઆનાં પડના નામે ઓળખાતાં હોઇ સર્વત્ર પ્રસિદ્ધ છે.

**ગુણદોષ અને ઉપયોગ**—પ્રાચીન સમયના વૈદ્યોમાં આ વસ્તુ ઔષધ તરીકે વિશેષ પ્રચારમાં હોય એમ જણાતું નથી, પરંતુ જડી-બુટ્ટીઓથી ચિકિત્સા કરનારા સાધુ, સંતોની તો તે ખરેખર એક પ્રિય વસ્તુ છે અને તેથી તેઓ તેનો ઉપયોગ કરવાની વિધિ નીચે મુજબ જણાવે છે.

કરોળીઆનાં પડ કે જે ભીંતો ઉપર હોય છે તે પૈકી જેઓ ફુટીને તેમાંથી ઈંડાં વિગેરે નીકળી ગયાં હોય તેવાં લેઈને સાફ કરીને એક બાટલીમાં ભરી રાખવાં. જ્યારે જરૂર હોય ત્યારે બાટલીમાંથી આ પડો નવ રતી જેટલાં લેઈને દરેક ગોળીમાં એક રતી પ્રમાણમાં પડ આવે તેવી રીતે ગોળમાં ધાલીને તેની એક સરખી નવ ગોળીઓ બનાવવી. અને તેમાંથી દરરોજ સવારે, બપોરે તથા સાંઝે એમ દિવ-સમાં ત્રણ વખત દરેક સમયે એક, એક ગોળી ઠંડા પાણી સાથે ગળાવવી. ખોરાક સાદો આપવો. તેલ, ખટાશ વિગેરે બંધ કરવાં. આ પ્રમાણે આ ઔષધનું સેવન કરવાથી ટાઢ વાઈને કિંવા વગર ટાઢે આવતો દરરોજનો, તરીઓ, એકાંતરીઓ, ચોથીઓ, જીર્ણજ્વર તે-મજ બીજા તાવો, વાળાનું દરદ, માથાનો દુઃખાવો, આધાશીશી, ચડેલો દમ અને વાયુના ચસ્કા વિગેરે દરદો ત્રણ, ચાર દિવસમાંજ મૂળથી નાબુદ થાય છે.

સાધુ સંતોના કહેવા મુજબ આ ઔષધ એકાંતરીઆ, ચોથીયા વિગેરે તાવો તેમજ દમના દરદ ઉપર અકસીર અસર કરે છે એવા-

તેની ખાત્રી અનુભવથી સિદ્ધ થઈ છે એટલુંજ નહિ પરંતુ તેની પુષ્ટિ તરીકે પ્રાચીનરસ ગ્રંથો, વૃદ્ધ વૈદ્યોના ઉતારાઓ વિગેરેમાંથી પણ કેટલાએક લેખો મળી આવે છે.

રસરત્નાકર નામે પ્રસિદ્ધ રસ ગ્રંથના કર્ત્તા સિદ્ધ નિત્યનાથ તો એટલા સુધી જણાવે છે કેઃ—

**ऊर्णनाभस्य जालेन वर्तिं कृत्वा प्रयत्नतः ॥**

**क्षालयेत्तिल तैलेन कज्जलं ग्राह्ययेच्छनैः ॥**

**अञ्जयेन्नेत्र युगलं त्र्याहिकन्तुज्वरं हरेत् ॥**

કરોળીઆના પડની દીવેટ બનાવી તલના તેલથી ભીંજાવી એક કોડીઆમાં મૂકી તેનો દીવો સળગાવી કાજળ પાડવું. એ કાજળને બન્ને આંખોમાં આંજવાથી એકાંતરીઓ તાવ દુર થાય છે.

શ્વાસના દરદ ઉપર આ ઓષધ કેવી અસર કરે છે તે સબંધિ દક્ષિણ મહારાષ્ટ્રના એક પૂર્ણ અનુભવી વૃદ્ધ વૈદ્યના હસ્તલિખિત ગ્રંથમાં એવું લખેલું છે કેઃ—

**महाश्वास, खोकल्या वरवस्ताद औषध—कातणीचेंघर, जें भिंती वरील असून आंत जंतु नसतील असेंघेऊन, तें दररोज थोडेंसे गुळांत सकाळीं, दुपारीं व रात्री जेवण झाल्यावर असें तीनदांघ्यावें, पांच दिवसांतपूर्णगुण—पथ्य—तेलकट, आंबट, तिखट वर्ज—तूप, दूध, साखर, गहूं हें खावें. हें औषधश्वासावरजबरदस्त वस्ताद आहे.**

**મહા શ્વાસ અને ખાંસી ઉપર ઉસ્તાદ ઔષધ**--કરોળીઆનું ઘર કે જે ભીંત ઉપર હોઈ તેમાં ઈંડાં-જીવડાં વિગેરે ન હોય એવું લેઇ તે દરરોજ થોડુ એક ગોળમાં મેળવી સવારે, બપોરે તથા રાત્રિએ જમ્યા બાદ એમ ત્રણ વખત લેવું. જેથી પાંચ દિવસમાં પૂર્ણ ફાયદો માલમ પડશે-તેલવાળા, ખાટા અને તીખા પદાર્થો ખાવા નહિ, ઘી, દુધ, સાકર, ઘઊં એ ચીજો ખાવી. આ ઔષધ શ્વાસ ઉપર જબરદસ્ત ફાયદાકારક છે. માત્ર એક દેશી વૈદ્યના પુસ્તકમાંજ તેના ગુણોની આવી પ્રસંશા કરેલી છે, એટલુંજ નહિ પરંતુ આજકાલ હોમીઓપેથીક મત પ્રમાણે ચિકિત્સા કરનારા ડૉકટરોને પણ તેના આ ઉમદા ગુણની ખાત્રી થયેલી છે અને તેથી તેઓ પોતાની "મેટેરીયામેડીકા" એટલે ઔષધિ ગુણશાસ્ત્રમાં જણાવે છે કે:-

બ્લૅટા ઓરીએન્ટેલીસ નામની દવા હિન્દુસ્થાનમાં થતા એક જાતના કરોળીઆ તથા કોકરોચ નામના જીવડાઓમાંથી બનાવવામાં આવે છે અને તે પહેલ વહેલી કલકત્તાના ડૉકટર ડી-એન-રાયે વાપરી હોય એમ જણાય છે.

### ચરબી જામી ગયેલા આસામીઓને દમના વ્યાધિમાં આ દવા અકસીર થઈ પડે છે.

એક દરદીને તેર વર્ષથી દમ ચડતો હતો અને જ્યારે તેને આ આ દવા આપવામાં આવી ત્યારે તેને ૭ અઠવાડીઆંથી એવો સખ્ત દમ ચડયો હતો કે તે કોઇ કોઇવાર માત્ર પાંચ મીનીટનોજ આરામ લેઈ શકતો અને બાકીનો સઘળો વખત તેને બેસી રહેવું પડતું હતું. વળી ઊધરસ તો ઘણીજ આવતી હતી. છાતી અને યકૃતનો ભાગ અત્યંત દુઃખતો હતો, ઊંઘ આવતી નહોતી તેમજ ખોરાક પણ લેઇ

શકાતો નહોતો. એ દરદીને આ દવાનાં ૩×પાવરનાં ચૂર્ણનાં છ પડીકાં કરી દર બે, બે કલાકે આપવાથી બે દિવસમાં આરામ થઇ ગયો.

આ ઉપરથી તેમજ બીજા પણ અનેક દરદીઓ ઉપર અજમાયશ કરવાથી ખાત્રી થઈ છે કે હરકોઇ પ્રકારનો દમ આ દવાથી મટી શકે છે. આ દવા ૧×પાવરની પણ વપરાય છે અને તેના ટિંક્ચરનાં ત્રણ ટીપાં અથવાતો ચૂર્ણના પાંચ ગ્રેનની એક માત્રા ગણાય છે. વળી જેઓને ખાંસીનું દરદ થયું હોય અગર ક્ષયની અસર હોય તેમને જ્યારે શ્વાસની ગભરામણ થઇ આવે અને સખ્ત ઉધરસ આવવા લાગે ત્યારે પણ આ દવા આપવાથી ફાયદો થાય છે.

હોમીઓપેથીક કેમીસ્ટ સર લાહીરી પોતાની સ્પેસ્યલ પ્રીપેરેશન્સમાં જણાવે છે કે:—

Blatta orientalis is a Marvellous Remedy for the cure of Asthma. Thousands of the most-desperate cases unparalleled in the history of Medicine have been cured by it in a few days and the most distressing attacks subdued without any relapse.

બ્લૅટા ઓરીએન્ટેલીસ એટલે કરોળીઆઓમાંથી બનતી દવા એ દમનું દરદ નાબુદ કરવાને માટે એક અજાએબ જેવો ઉપાય છે. ઔષધીય ચિકિત્સાના ઇતિહાસમાં નોંધાયેલા જુદી જુદી સ્થિતિના સારૂં થવાની તદન આશા છોડી દીધેલા હજારો કેસો એના વડે થોડાજ દિવસોમાં સારા થયા છે. અને અતિશય પીડાવાળા હુમલાઓનો કોઇપણ જાતની નિષ્ફળતા સિવાય પરાજય કરાયો છે.

આ બધા વિવેચન તેમજ અમારા અનુભવ ઉપરથી સાર એ નીકળે છે કે કરોળીઆનાં પડ એ એકાંતરીઆ, ચોથીઆ વિગેરે તાવો માટે તેમજ દમના દરદ માટે એક અક્સીર ઇલાજ છે, અને વળી તે વિના મૂલ્યે જ્યારે જોઇએ ત્યારે દરેક સ્થળે મળી શકે છે માટે તેનો છુટથી ઉપયોગ કરવો. અગર તો આ દવાનું સુધારેલું સ્વરૂપ કે જે "બ્લેટા ઓરીએન્ટેલીસ"ના નામે પ્રસિદ્ધ છે તે જો વાપરવાની ઇચ્છા હોય તો હોમીઓપેથીક દવાઓ વેચનારી કંપનીઓમાં ચૂર્ણ તેમજ ટીંક્ચરના સ્વરૂપમાં વેચાતું મળે છે માટે ત્યાંથી ખરીદી વાપરવું. અગર જો નાની કંપનીઓમાંથી ન મળી શકે તો—Lahiri & Co. Homoeopathic Chemists-35 College street, Calcutta—લાહીરી ઍન્ડ કંપની–હોમીઓપેથીક કેમિસ્ટસ, નં. ૩૫ કોલેજ સ્ટ્રીટ–કલકત્તા એ સીરનામે પત્ર લખી મંગાવી લેવું.

---

## કુકડીનાં ઇંડાં.

**સં.** કુક્કુટાંડ. **હિં.** મુરગીકા અંડા. **મ.** કોંબડીચે અંડે. **બં.** કુક્કુટડિમ્બ. **ઇં.** A Heu's Eggs.

**વિવરણ**—કુકડીનાં ઇંડાં એ સર્વે ઠેકાણે જાણીતી વસ્તુ હોવાથી તેનું વિશેષ વર્ણન કરવાની જરૂર નથી.

**ગુણ ધર્મ અને ઉપયોગ**—કુકડીનાં ઈંડાંની અંદરનો રસ લોહીને વધારનાર, બળ આપનાર તેમજ પુરૂષાતનને પ્રબળ કરનારો હોવાથી યુનાની હકીમો તેનો છુટથી ઉપયોગ કરે છે. દરરોજ એકાદ બે ઈંડાં ફોડીને તેનો રસ મધ સાથે મેળવીને દરદીને આપે છે અને

તેથી સારો ફાયદો થતો જણાય છે. વળી તેની સફેદી વિષનાશક, પુષ્ટી-કારક અને ચામડીને સાફ તથા નરમ રાખનારી હોવાથી કેટલીએક જાતનાં જલદ તેજાબો અને ઝેરી દવાઓના વિષના કેસમાં એ સફેદી-ને પાણી અથવા તો દુધ સાથે મિશ્ર કરીને પાવાથી હોજરી તથા આખા શરીરની ચામડીનું સારી રીતે રક્ષણ થાય છે, અને તેથી ઝેરની દાહક અસરથી બચી જઇ ચામડી નરમ રેશમ જેવી રહે છે.

વૈધક શાસ્ત્ર પ્રમાણે ચિકિત્સા કરનારા વૈદ્યો કે હકીમોમાં આ કરતાં તેનો વિશેષ ઉપયોગ થતો હોય એમ જણાતું નથી, પરંતુ જડીબુટ્ટી સંબંધી શોધખોળ કરનારાઓને કેટલાંએક દરદો માટે તેમાં રામબાણ ગુણો માલમ પડયા છે અને તે નીચે મુજબ છે.

**સંધિવાનો અજબ ઉપાય**—કુકડીનાં ચાલીશ ઈંડાં લેઈને તેને પાણી સાથે ઉકાળીને પછી ફોડી નાંખી તેમાંથી સફેદીનો ભાગ દુર કરવો અને જરદી એટલે પીળાશનો ભાગ લેઈ એક વાસણમાં એકઠો કરવો અને તેમાં અકલગરો, તજ, કાયફળ, લવિંગ એ દરેક એકએક તોલો અને સમુદ્રનું મીઠું ૦। તોલો એ બધાંને બારીક વાટી વસ્ત્રગાળ કરેલું ચૂર્ણ મેળવી એ જરદીને એક માટીના હાંલ્લા-માં ભરી તેના ઉપર બે તોલા તલનું તેલ છાંટવું. ત્યારબાદ જમીન-માં એક ખાડો ખોદી તે ખાડામાં ચીનાઈ માટીનો એક પ્યાલો મુકી પછી સદરહુ હાંલ્લીના તળીએ મધ્ય ભાગે એકાદ, બે ઝીણાં કાણાં પાડીને તે ખાડા ઉપર એવી રીતે મૂકવી કે તે કાણાંવાળો ભાગ ખાડામાં મૂકેલા પ્યાલાના મધ્ય ભાગ ઉપર બરાબર રીતે રહે. આ પ્રમાણે ગોઠવણ કર્યાબાદ તે હાંડલીના ફરતાં ચારે બાજુએ અડાયાં છાણાં ગોઠવીને અગ્નિ સળગાવવો જેથી થોડાજ સમયમાં તે હાંડલીના

તળીયાનાં છિદ્રો દ્વારા ટપકીને નીચેના પ્યાલામાં તેલ પડશે. અગ્નિ શિતળ થઇ ગયા બાદ હાંડલીને દુર કરી નીચેના પ્યાલામાં એકઠું થયેલું તેલ લઇ એક બાટલીમાં ભરી રાખવું. આ તેલનું દરદવાળી જગ્યાએ માલીસ કરી તે ભાગ ઉપર પવન ન લાગે તેટલા માટે ગરમ કપડું વીંટાળી રાખવાથી એક અઠવાડીયાની અંદર સંધિવાનું અતિ દુઃખદાયક દરદ નાશ પામે છે.

આ દરદ શરદીના લીધે, ઉપદંશ એટલે ખરાબ સોબતની ગરમીના લીધે, પ્રમેહના લીધે, તાવની બિમારીને લીધે અથવા તો એવાજ બીજા કોઇ કારણસર થયેલું હોય તો પણ તેનો અવસ્ય નાશ થાય છે એવું અમારા એક મિત્ર હકીમે સેંકડો દરદીઓ ઉપર અનુભવેલું છે. અને તે પરદેશથી આવતાં ભારે કિંમતનાં અનેક પેટન્ટ ઔષધો કરતાં હજાર દરજ્જે ઉત્તમ કાર્ય કરે છે.

**પ્રમેહની પ્રબળ મહૌષધિ**—એક સુવિખ્યાત બંગાળી યતિરાજના હસ્ત લિખિત પુસ્તકમાંથી એવી હકીકત મળી આવે છે કે:—

**नित्य माते एकटि काँचा कूक्कूट डिम्म एक पार्श्व भागिया मुखे ढालिया भक्षण करिले अति सत्वर असाध्य प्रमेह हइले ओ आरोग्य संभव. "व्यवहारेण ज्ञातव्यंफलं" अर्थात् इहा सेवन करिते करिते अल्प दिन मध्येई देह गरम हइया उठे. एइ जन्य प्रत्याह एकटि मात्र व्यवस्था. किछु दिन एई कूक्कूट डिम्ब एई नियमे व्यवहार करा हइले देह काळ ओ सतेजः अंगस्फुर्ति, प्रमेह ध्वंस इत्यादि**

**लक्षण प्रकाश पाईते थाके ॥ ईहा आशु ओ प्रत्यक्ष फ-लप्रद ॥**

દરરોજ સવારના કુકડીનું એક કાચું ઇંડું લેઈ એક બાજુએથી ભાગીને મ્હોડામાં મૂકી ખાઇ જવાથી પ્રમેહનું દરદ અસાધ્ય હોય તો પણ એકદમ નાબુદ થવાનો સંભવ છે. આ ઔષધ કેવી અજબ રીતે ફાયદો કરે છે તેનું વિવેચન કરવા કરતાં ઉપયોગ કરવાથીજ તમને ખાત્રી થશે. એનું સેવન કરવાથી થોડા દિવસોમાંજ શરીરમાં ગરમીનો વધારો થાય છે, એટલા માટે દરરોજ માત્ર એક જ ઇંડુ વાપરવું એ ઉચિત છે. કેટલાએક દિવસો સુધી કુકડીનાં ઇંડાં એ પ્રમાણે વાપરવાથી લોહીમાં સુધારો વધારો થઈ શરીરની કાન્તિ લાલ અને તેજસ્વી બનવી, કામકાજ કરવાની સ્ફુર્તિ વધવી અને પ્રમેહના દરદનો નાશ થવો વિગેરે લક્ષણો પ્રત્યક્ષ અનુભવવામાં આવે છે. આ ઔષધ જલદી અને પ્રત્યક્ષ ફળદાયક છે.

આ ઔષધનો પ્રયોગ ચાલતો હોય ત્યારે ખોરાકમાં માત્ર ઘઉંની રોટલી, પુરી, ભાત,ઘી, દુધ એટલીજ ચીજો ખાવી જોઇએ.

**ઉપદંશનો અકસીર ઈલાજ**—વૈદ્યોની આયુર્વેદિક, હકીમોની યુનાની અને ડૉકટરોની એલોપેથીક ચિકિત્સા પદ્ધતિ દ્વારા એ વાત તો નિસ્સંદેહપણે સિદ્ધ થાય છે કે ગરમીના દરદને નાબુદ કરવામાં પારાનું સ્થાનક લેઇ શકે એવી બીજી કોઈ પણ ઔષધિ હયાત નથી. આ કારણને લઇને દરેક વૈદ્યો, હકીમો કિંવા ડૉકટરો સ્પષ્ટ અથવા તો આડકતરી રીતે આ દરદમાં પારાનો ઉપયોગ કરે છે. પારામાંથી બનતી વિવિધ પ્રકારની જે બનાવટો આ દરદ માટે વપરાય છે તે

બધાંમાં રસકપુર એ મૂખ્ય છે. રસકપુરની ગરમી અને તેમાંથી ઉત્પન્ન થતાં કંઠમાળ, ભગંદર, વ્રણ, નાડીવ્રણ વિગેરે દરદો ઉપર ઘણી ઉત્તમ અસર છે. પરંતુ તેમાં એક મૂખ્ય અવગુણ એ છે કે તેને વધારે સમય સુધી વાપરવાથી દરદીનું મ્હોડું આવી જાય છે અને તેથી અત્યંત પીડા ભોગવવી પડે છે. આ અડચણ જો દુર થઇ શકે તો રસકપુરનું મૂલ્ય લાખોની કિંમતમાં અંકાય તેમ હોવાથી ઘણાક વૈદ્યો તેવા પ્રકારનો શોધ કરવા આમ તેમ ફાંફાં મારે છે અને છેવટે નિ-રાશ થાય છે. પરંતુ આ અડચણ દુર થઈ શકે એવો એક પ્રયોગ ઇશ્વર કૃપાથી અમારે હાથ આવ્યો છે જે તેના જીજ્ઞાસુઓના માટે અત્રે પ્રગટ કરીએ છીએ.

**વ્યાધિ હરણ રસાયન**—ચોખ્ખું રસકપુર કે જે "કોરો-સીવ સબ્લીમેન્ટ" ના નામે ઓળખાતું હોઈ ઇંગ્રેજી દવાઓ વેચ-નારા ગાંધીઓને ત્યાં મળે છે તેનો એક તોલાનો ગાંગડો લાવી તેને એક લોઢાની કડાઇમાં મુકી તેમાં એક શેર ગાયનું ઘી નાંખી ધીમા દેવતાથી પકાવતાં રસકપુરનો ગાંગડો સારી રીતે પાકીને કંઇક લાલ થાય ત્યારે કઢાઇને ભોંય ઉતારી ઠંડી થયેથી તે ઘીમાંથી રસકપુરનો કાંકરો કાઢી લેઇ પત્થરના ખરલમાં નાંખી કાસુંદરાનાં પાંદડાના રસ સાથે એક મહીના સુધી સારી પેઠે ખરલ કરવો. એક મહીના સુધી દરરોજ નવો રસ નાંખતા જઇ ખરલ કરતાં જ્યારે એક મહીનો પુરો થાય ત્યારે રસનો ભાગ સુકાવા દેઇ એ રસકપુરને શીશામાં ભરી રાખવું.

જ્યારે ઉપદંશ એટલે ગરમીના દરદની દવા બનાવવી હોય ત્યારે હિંગળોકમાંથી કાઢેલો શુદ્ધ પારો તથા શુદ્ધ કરેલો ગંધક એ બે ચી-

જો એક, એક ભાગ અને ઉપર પ્રમાણે તૈયાર કરેલું રસકપુર બે ભાગ લેઈ તેઓને એક આખો દિવસ સારી પેઠે ખરલ કરી કજળી બનાવી તે કજળીને કુકડીના ઈંડાંમાં ભરી તે ઇંડાં ઉપર પાંચ વખત કાપડમાટી કરી જ્યારે તે કાપડમાટી બરાબર રીતે સુકાઈ જાય ત્યારે એક હાંલ્લામાં વેળુ એટલે રેતી ભરી તેની વચમાં આ દવા મૂકી પ્રથમ દોઢ કલાક સુધી ધીમા, પછી દોઢ કલાક સુધી મધ્યમ અને છેવટે દોઢ કલાક સુધી પ્રચંડ અગ્નિથી પકાવવું અને ત્યારબાદ જ્યારે રેતી વિગેરે ઠંડુ પડી જાય ત્યારે નીચે ઉતારી ઔષધને કાઢી લેઇ નાગરવેલના પાનમાં મૂકી દિવસમાં બે વખત આ ઔષધ દર ટાઇમે એકથી બે રતી જેટલું આપવું, તેથી દરેક જાતનાં ગરમીનાં દરદો નાબુદ થાય છે એટલુંજ નહિ પરંતુ વળી યોગ્ય અનુપાન સાથે વાપરવાથી નપુંસકતા, કોઢ, કંઠમાળ, ભગંદર, મુખરોગ, શીરંગરોગ, લોહી બિગાડ વિગેરે દરદો પણ સારાં થાય છે. આ ઔષધિને ઇંડાની અંદર ભરવામાં એવી મતલબ છે કે રસકપુરને ઇંડાની સફેદીનો સ્પર્શ થવાથી કોઇપણ જાતનું નુકસાન કરે નહિ એવો પારાનો એક પ્રકારનો ક્ષાર બની જાય છે, છતાં દરદોને નાબુદ કરવાનો ગુણ તો તેમાં સંપૂર્ણ રીતે સચવાઈ રહે છે.

આ પ્રયોગ ચાલતો હોય ત્યારે તેમજ પ્રયોગ બંધ થયા બાદ પણ કેટલાએક દિવસો સુધી ખોરાકમાં માત્ર ઘઊંની રોટલી, દુધ, મીઠા સિવાયનો ભાત અને ઘી એટલી ચીજોજ વાપરવી જોઈએ, તેમજ રસકપુર અને પારો એ ચીજો એક પ્રકારનાં તીક્ષ્ણ ઝેરો હોવાથી રસવિધાના સંપૂર્ણ અનુભવી વૈદ્યો સિવાય બીજાઓએ તેનો ઉપયોગ પણ નહિ કરવો જોઈએ.

**નપુંસકતા માટે અજબ ઉપાયો**—તિબ્બફ્રિશતા નામે કીતાબમાં લખ્યું છે કે:-શુદ્ધ પારો અને ગંધક એ બે ચીજો એક, એક તોલો લેઇ તેઓને ખરલમાં નાંખી એક આખો દિવસ ઘુંટીને કજ્જલી બનાવવી, ત્યારબાદ તેમાં લાલ કાથો અને લવિંગનો ભૂકો એ બન્ને ચીજો પણ એક એક તોલો નાંખી મધ તથા કુકડીનાં ઈંડાંની જરદી સાથે બે, ત્રણ દિવસ ખરલ કરીને કાળાં મરીયાંના દાણા જેવડી દરેક ગોળી બનાવવી અને તેમાંથી દરરોજ સવાર, સાંઝ એક, એક ગોળી ખાઇ ઉપર દુધ પીવું. આ દવા ચાલતી હોય ત્યારે ખોરાકમાં માત્ર ઘઊંની રોટલી, દુધ, ભાત, ઘી અને સાકર એટલીજ ચીજો ખાવી.

ધાતુની નિર્બળતા માટે આ દવા અજાયબ જેવા ગુણવાળી છે. આ ગોળી ચાલતી હોય ત્યારે જેને ખપતો હોય તેણે દવા ખાઇને ઉપર બકરીના માંસમાંથી બનાવેલો સેરવો ગરમ ગરમ ખાવો અને આઠ દિવસ સુધી સ્ત્રી સંગ કરવો નહિ. આ દવાથી મૈથુન કરવાની શક્તિ એટલી બધી વધે છે કે કોઇપણ મનુષ્યે કદીપણ ન અનુભવી હોય.

**કરાબાદીન કહસાની** નામે કીતાબમાં લખ્યું છે કે:-કુકડીનાં ઈંડાંની સફેદી તેમજ જર્દી, સફેદ ડુંગળીનો રસ, અને ગાજરનો રસ એ દરેક ચીજ એક, એક ભાગ, મધ સવાભાગ અને ઘી પોણોભાગ લેઇ એકઠાં કરી ધીમા અગ્નિ ઉપર મૂકી પાક બનાવવો. એ પાકમાંથી ચાલીશ દિવસો સુધી દરરોજ સવાર, સાંઝ પચી શકે તેટલો પાક ખાવો અને ઉપર ગાયનું દુધ પીવું. એ પ્રમાણે આ ઔષધના સેવનથી મૈથુન કરવાની શક્તિ અત્યંત પ્રબળ થાય છે. શરીરનો રંગ ખીલે છે, અને દેહ પુષ્ટિ થાય છે.

**બદનું અવ્યર્થ મહૌષધ**—ઉપદંશ એટલે ખરાબ સંગતમાંથી પેદા થતા ગરમીના દરદને લીધે પેઢુના નીચે સાથળના મૂળ આગળ જે બદ નામની ગાંઠો થાય છે તેના ઉપર આ અમોઘ ઉપાય છે અને તે નીચે મુજબ વપરાય છે.

ાા તોલો બોદારસીંગ, ાાા તોલો સિંદુર, ાાા તોલો કળીચુનો, ાા તોલો ગોળ અને કુકડીનું ઇંડું નંગ એક એ બધાંને સાથે મેળવી સારી પેઠે ખરલ કરીને બદ ઉપર લેપ કરવાથી માત્ર એકાદ, બે દિવસમાંજ ગમે તેવી ભયંકર બદની ગાંઠને વેરી નાંખે છે અથવા પકવીને ફોડી નાંખે છે.

**મૂઢમાર, પછાડ વિગેરેનો લેપ**—આ સિવાય વળી ઇંડાંનાં ફોતરાંમાં એકઠા થયેલા લોહીને વિખેરી નાંખવાનો, સોજાને ઊતારવાનો તેમજ વેદના શમાવવાનો ગુણ હોવાથી મૂઢમાર, પછાડ, લચક, કરમોડ વિગેરે ઉપર ચોપડવાને માટે બીજી ચીજોના સંયોગથી નીચે મુજબ વિધિથી લેપ બનાવી ઉપયોગમાં લેવાય છે.

ગુજ્જર નવ ભાગ, જદખાર એક ભાગ, ડામર ૪ ભાગ, અફીણ ૪ ભાગ, એળીઓ ૧૬ ભાગ, ફટકડી ૮ ભાગ, ગુગળ ૭ ભાગ, મેંદાલકડી ૪ ભાગ, આંબા હળદર ૭ ભાગ, રેવંચીનો શીરો ૧૨ ભાગ, કળીચુનો ૪ ભાગ, ગોળ ચાર ભાગ અને કુકડીનાં ઈંડાંનાં ફોતરાં આઠભાગ લેઇ તેઓને ખાંડીને કરેલો બારીક ભૂકો એકઠો મેળવી ધંતુરાનાં પાંદડાંના રસ સાથે સારો પેઠે ખરલ કરીને દરદવાળા ભાગ ઉપર લેપ કરીને તેના ઉપર પીંજેલું ચોખ્ખું રૂ દબાવવું.

**ઉપદંશની ચાંદી ઉપર અદ્વીતિય ઔષધ**—ચોપચીની ૩૦ ધણીભાર, હિંગળોક ાાા તોલો, ફુલાવેલું મોરથુથુ એક તોલો,

ખાદીનું કપડું કે જેમાં પારો નાંખીને છીણુવાથી પારાનો મેલ લાગવાથી કાળું પડી ગયું હોય તે કપડાને બાળીને કરેલી ભસ્મ ા તોલો, મંદાગ્નિ એટલે ભરસાડમાં શેકેલાં કુકડીનાં બે ઈંડાંની જર્દી એ બધાં સાથે મેળવી એક સો વખત ધોયેલા ગાયના ઘીમાં મેળવીને મલમ બનાવવો.

કરાબાદીન જુકાઈ નામની કીતાબમાં આ મલમના ગુણુની તારીફ કરતાં જકાઊલ્લાખાં દેહલવી નામનો હકીમ જણાવે છે કેઃ—

**हकीमोंके भेदकी बात है, एक रातदिनमें आतशकके दानेंको दुर करता है और आवले और जखमोंको अच्छा करता है.**

આ દવા હકીમોમાં ચાલતી એક ગુપ્ત દવા છે, અને એને ચોપડવાથી શરીર ઉપર ફુટી નિકળેલા ગરમીના દાણુા તેમજ ઈંદ્રિ ઉપર પડેલી ચાંદી ચોવીશ કલાકમાંજ નાબુદ થાય છે.

**નહિ રૂઝાતાં ચાંદાં, ચાંદીઓ માટે અમૂલ્ય ઔષધ—** કુકડીનો પગ લેઇ તેને પાણી વડે એકસોએકવીશ વખત ધોઇ નાંખી પછી બાળીને રાખ કરી તે રાખને દશ તોલા ગાયના ઘીમાં મેળવીને મલમ બનાવવો, અને તે કોઇપણુ જાતનાં ચાંદાં, ચાંદી કિંવા ઘા ઉપર ચોપડવો. આ મલમ ચોપડયા પછી તેના ઉપર સરગવાના ગુંદરને ઠીકરીમાં બાળીને બનાવેલી રાખ છાંટવી. દવા ચાલતી હોય ત્યાં સુધી ખાટા, ખારા, તીખા અને તેલમાંથી બનાવેલા પદાર્થો ખાવા નહિ.

**નપુંસકતાનાશક એક અજબ પ્રયોગ**—હરડે, બહેડાં અને આમળાંને લાવીને તેમાંની બીજો કાઢી નાંખીને પછી તે દરેક ચીજ વીશ, વીશ તોલા લેઇ ખોખરી કરી બારશેર પાણી સાથે ઊકાળતાં જ્યારે ત્રણુશેર પાણી બાકી રહે ત્યારે ઊતારી તે પાણીને કપડાથી

ગળી લેવું. આ પાણીના સાત સરખા ભાગ કરીને માટીનાં સાત જૂદાં જૂદાં વાસણોમાં ભરવા અને ત્યારપછી ખરા લોઢાનાં એટલે ગજવેલનાં પાતળાં પતરાં કરાવીને તે ચાર તોલા જેટલાં લેઈને અગ્નિમાં નાંખીને ધમણથી ધમીને તપાવતાં જ્યારે લાલચોળ થઇ જાય ત્યારે બહાર કાઢીને એક વાસણમાં ભરેલા ત્રીફળાંના ઊકાળાના પાણીમાં બુઝાવવાં અને પછી તેમાંથી કાઢી લેઇ ફરીથી અગ્નિમાં તપાવીને બીજા વાસણમાં ભરેલા ત્રિફળાંના પાણીમાં બુઝાવવાં. આ પ્રમાણે ફરી ફરીને સાત વખત કરવું. ત્યારબાદ એ ગજવેલને કાનસવડે ઘસીને ઝીણો ભૂકો બનાવી તે ભૂકામાં શુદ્ધ કરેલો હિંગળોક બારમા ભાગનો મેળવી કુકડીનાં ઈંડાંમાંથી કાઢેલા તેલ સાથે છ કલાક સુધી સારી પેઠે ખરલ કરીને પછી ત્રાંબાના પતરામાંથી બનાવેલા એક કોડીયામાં નાંખી તેના ઉપર બીજું ત્રાંબાનું કોડીયું ઢાંકી ખૂબ મજબુત રીતે કપડમાટી કરવી અને તે કાપડમાટી સુકાઇ જાય ત્યારે પાંચશેર અડાયાં છાંણાંના વચ્ચે મૂકી અગ્નિ સળગાવી ફુંકી દેવું. જ્યારે અગ્નિ બુઝાઈ જઇ સંપુટ ઠંડુ પડી જાય ત્યારે કાઢી લેઈ તે ચાર તોલા ગજવેલમાં બારમા ભાગનો એટલે સાઠ ઘઊંભાર હિંગળોક અને તેટલોજ શુદ્ધ પારો મેળવી ઈંડાંના તેલ સાથે ખરલ કરીને ઉપર બતાવ્યા મુજબ વિધિથી ત્રાંબાના સંપુટમાં નાંખી કપડમાટી કરી પાંચશેર છાંણાંની આગમાં ફુંકી દેવી. આ પ્રમાણે દરેક વખત કરીને તે ગજવેલને એકસો વખત આંચ આપવી. દરેક દશમી આંચ વખતે ત્રાંબાનાં જુનાં કોડીયાં રદ કરીને તેઓના બદલે નવાં લેવાં. આ મુજબ વિધિથી એકસો પુટ દેવાથી અતિ ઊત્તમ લોહ ભસ્મ તૈયાર થાય છે.

લોહ ભસ્મમાં લોહીનાં રાતાં રજકણો વધારવાનો, રકતપુષ્ટ કર-

વાનો તેમજ મૃતઃપ્રાય થઈ ગયેલી ધાતુ પુનઃ સંજીવન કરવાનો ખાસ ગુણ રહેલો છે, અને વળી આ ભસ્મ બનાવતી વખતે તેને હિંગળોક અને પારાનો જે સંસ્કાર દેવામાં આવે છે તે કુકડીનાં ઈંડાંના તેલના યોગથી સાફ ઊડી ન જતાં તેનો કંઇક અંશ તે ભસ્મમાં સંચિત રહે છે, વળી ઈંડાંનું તેલ પણ ખાસ પૌષ્ટિક ગુણ ધરાવનારૂં અને કેટલાંએક દરદોને હરનારૂં છે. જેથી આ ભસ્મના ઉપયોગથી ગમે તેવી નપુંસક સ્થિતિમાં આવી પડેલો મનુષ્ય પણ પુરૂષપણાને પ્રાપ્ત થાય છે, દેહ પુષ્ટ થાય છે અને પ્રમેહ, ઉપદંશ વિગેરે દરદો નાબુદ થાય છે. આ ઔષધ લેવાનું માપ દર વખતે એક ચોખા જેટલું છે, અને તે બીજી વીર્યને વધારનારી વનસ્પતિઓના ચૂર્ણ સાથે વપરાય છે. ઔષધ ચાલતું હોય ત્યારે ખોરાકમાં માત્ર દુધ, ભાત, ઘઉંની રોટલી, ઘી અને સાકર એટલી ચીજોજ વાપરવી જોઈએ.

આ ઔષધ બનાવવામાં વાપરવાનો હિંગળોક અને પારો નીચે મુજબ વિધિથી શુદ્ધ કરી પછી વાપરવાં જોઇએ.

સારો ઊંચી જાતનો હિંગળોક કે જે "રૂમીસીંગરફ"ના નામે ઓળખાય છે તે લાવી ખાટાં લીંબુના રસ સાથે એક પહોર વાર ખરલ કરી તડકે સૂકવવો, જ્યારે સૂકાઈ જાય ત્યારે ફરીથી લીંબુના રસ સાથે ખરલ કરી સૂકવવો, આ પ્રમાણે સાત વખત કર્યા બાદ એટલીજ વખત ઘેટીના દુધ સાથે ખરલ કરીને સૂકવવો તેથી તેમાંની અશુદ્ધતા દુર થઈને ઉપયોગમાં લેવા લાયક શુદ્ધ થાય છે.

બજારમાં મળતો પારો અત્યંત અશુદ્ધ હોવાથી તેને શુદ્ધ કરવાની ક્રિયા એટલી બધી કડાકુટવાળી છે કે તે સાધારણ મનુષ્યથી બની શકે એવી નથી. અને તેથી ઘણાખરા વૈદ્યો બજારી પારાને શુદ્ધ

કરવાની ખટપટમાં ન પડતાં હિંગળોકમાંથી કાઢેલો પારો કે જે ઔષધમાં વાપરવા યોગ્ય શુદ્ધ મનાય છે તેનો ઉપયોગ કરે છે. હિંગળોકમાંથી પારો કાઢવાની કૃતિ એવી છે કેઃ--ઉપર મુજબ રીતે શુદ્ધ કરેલા હિંગળોકમાં તેના વજનથી ચોથા ભાગની દળેલી હળદર નાંખી કુંવરના પાઠાના રસ સાથે બાર કલાક સુધી ખરલ કરી રાખી મૂકતાં જ્યારે હિંગળોક સૂકાઇ જાય ત્યારે બારીક ચૂર્ણ કરી એક માટીની હાંડલીમાં ભરી ચૂલે ચઢાવી તે હાંલ્લીના મ્હોડા ઉપર બરાબર રીતે બેસતી રહે તેવી એક બીજી હાંલ્લી તે હાંલ્લીના ઉપર ઊંધી ઢાંકવી, અને પછી લોઢાના કાટોડાંનો ભૂકો, ચાક ખડી અને મીઠું એ ત્રણ ચીજો સરખા ભાગે લેઇ પાણી સાથે સારી પેઠે ખરલ કરીને તેના વડે એ બન્ને હાંડલીઓનાં મુખ ફરતો લેપ કરીને સાંધો બંધ કરી દેવો. જ્યારે આ લેપ સૂકાઇ જાય ત્યારે નીચેની હાંલ્લી નીચે લાકડાંની અગ્નિનો ચાર પહોર સુધી મધ્યમ તાપ કરવો અને ઉપરની હાંલ્લીના તળીઆ ઉપર એક ચોવડું કરેલું ભીનું કપડું ઢાંકી રાખીને તેના ઉપર વારંવાર પાણીના ટુવા દેતા રહેવું. બાર કલાકનો અગ્નિ અપાઇ ગયા પછી જ્યારે હાંલ્લાં ટંડાં પડી જાય ત્યારે ધીમેથી સાંધો ઊખેડી નાંખી ઉપરની હાંલ્લીને હળવેથી ઊપાડી લેઇ સીધી કરવી. આ હાંલ્લીમાં મેંશ જેવા સ્વરૂપમાં ચોંટેલો પારો દૃષ્ટિએ આવશે. જેને આંગળીવડે ઘસવાથી પોતાનું ખરૂં પ્રવાહી સ્વરૂપ ધારણ કરશે.

જો હિંગળોકમાંથી બધો પારો ઉપરની હાંલ્લીમાં ઊડી આવ્યો હશે તો નીચેની હાંલ્લીમાં સફેદ રંગની અને વજનમાં હલકી થોડીએક રાખ પડી રહેલી માલમ પડશે. પરંતુ જો નીચેની હાંલ્લીમાં

કાળા રંગનો વજનદાર પદાર્થ શેષ રહેલો નજરે આવે તો હજુ તેમાં ઉડયા સિવાયનો પારાનો ભાગ શિલિક છે એમ માનીને તે ભસ્મમાં-થી ઉપર મુજબ વિધિથી ફરીથી પારો ઊડાવી લેવો.

આ ઔષધ બનાવવામાં કુકડીનાં ઈંડાંનું તેલ વાપરવાનું લખ્યું છે તે બનાવવાની કૃતિઓ નીચે મુજબ છે.

ઇંડાંમાંથી તેલ કાઢવાની અનેક રીતો છે તેઓ પૈકી પહેલી રીત તો એવી છે કેઃ—ઇંડાંને ગરમ પાણી સાથે ઉકાળીને પછી તેમાં-થી સફેદીનો ભાગ દુર કરીને જર્દીનો ભાગ બધો એક વાસણમાં એકઠો કરવો, અને તે જર્દીને હાથ વડે ખૂબ મસળીને તેમાં દરેક મોટા ઇંડાની જર્દી માટે પંદર ઘઉંભાર અને ન્હાના ઇંડાની જર્દી માટે દશ ઘઉં ભારના હિસાબે નવસાગર મેળવી પછી એક કાચના શીશામાં ભરીને તે શીશાના મ્હોડા ઉપર લોઢાના બારીક વાળામાંથી બનાવેલી જાળી બેસાડી અથવા તો ઘોડાના વાળોનો ડુચો ઘાલી પછી તે બાટલી ઉપર કાપડ માટી કરવી. ત્યારબાદ એક માટીની ઠીબમાં કાણું પાડીને તે ઠીબને ચૂલા ઉપર મૂકવી અને તેના કાણા ઉપર બાટલીને એવી રીતે ઊંધી વાળવી કે તે બાટલીના ગળાનો ભાગ ઠીબની બહાર ચુલાની અંદર એકાદ આંગળ નીકળે. આ પ્રમાણે બાટલી રાખ્યાબાદ તે બાટલીના મ્હો સામે બરાબર રહે એવી રીતે ઠીબ નીચે ચુલામાં એક ચીનાઈ માટીનો પ્યાલો રાખી પછી બાટ-લીના ફરતાં ચારે બાજુ ઠીબમાં અડાયાં છાણાં ગોઠવી સળગાવી દેવાથી અગ્નિની ગરમી લાગવાથી બાટલીમાંની જર્દીમાંથી તેલ ટપકીને નીચેના પ્યાલામાં એકઠું થશે તે ઉપયોગમાં લેવું.

તેલ કાઢવાની બીજી રીત એવી છે કે ઇંડાંને પાણી સાથે ઉકાળીને પછી તેમાંથી જર્દીનો ભાગ કાઢીને એક થાળીમાં એક બાજુએ એકઠો કરવો અને પછી તે જર્દી ભરેલો થાળીનો ભાગ ઉંચો રહે અને ખાલી ભાગ થોડો નીચો રહે એવી રીતે ચુલા ઉપર મૂકી તેના નીચે ઘણોજ ધીમો અગ્નિ કરવો, અથવા તો એવી રીતે એ થાળીને સખ્ત તડકામાં મૂકવી; જેથી તેલનો ભાગ જુદો પડીને થાળીના નીચલા ભાગમાં એકઠો થશે.

ત્રીજી રીત એવી છે કે ઇંડાંને પાણી સાથે ઉકાળ્યાબાદ તેમાંથી જર્દીનો ભાગ એકઠો કરીને હાથ વડે ખૂબ મસળવો અને પછી તેને ધીમા અગ્નિથી ગરમ કરીને તેમાંથી તેલનો ભાગ નીચોવી લેવો.

સોમલ, હરતાલ, હિંગળોક, પારો વિગેરે ચીજો કે જેઓને અગ્નિની આંચ લાગવાથી ઉડી જાય છે, તેવી ચીજોને ઇંડાંનો સંયોગ થવાથી અગ્નિ ઉપર સ્થિર થઇ તેઓની ઉત્તમ ભસ્મ થાય છે, અને એ રીતે તૈયાર થયેલી ભસ્મ વડે અનેક રોગો દુર થાય છે એટલુંજ નહિ પરંતુ બનાવટી સોનું, રૂપુ પણ તૈયાર કરાય છે એવા લેખો અનેક જુના ગ્રંથોમાં મળી આવે છે.

સમર્થ જૈન તિર્થંકર શ્રી મલ્લીનાથ ભગવાન્ પોતાના "સર્વ શાસ્ત્ર સંગ્રહ નવરત્ન માલા" નામે ગ્રંથના ધાતુરત્નમાલા નામના પ્રકરણમાં સિદ્ધ નાગાર્જુનનો અનુભવેલો એક પ્રયોગ જણાવતાં લખે છે કેઃ—

**अथ तालेकं भागेकं भागेकं सितसोमलम् ।**
**बंगभस्मंच भागेकं भागेकं रसमिश्रितम् ॥**

मेषशृंगी रसेमर्द्य खल्वमध्ये दिन त्रयम् ॥
द्विभागं तारं संमिश्रयं तन्मध्ये गोळकं क्षिपेत् ॥
कुकुटांडेन संयुक्ते लिम्पयेद्वज्र मृत्तिका ।
सिकत्या द्वादश यामेच स्वांगशीतं समुद्धरेत् ॥
षोडशांशेन ताम्रंच पातव्यं अध मुषके ।
शुद्धं भवति तत्तारं नागार्जुन ब्रवीमिते ॥

વરખી હરતાલ એક ભાગ, ધોળો સોમલ એક ભાગ, કલાઈની ભસ્મ એક ભાગ, પારો એક ભાગ અને રૂપાની ભસ્મ બે ભાગ લેઈ તેઓને એકઠાં કરી મરડાશીંગના રસમાં ત્રણ દિવસ સુધી ખરલ કરી તેનો ગોળો બનાવવો. જ્યારે તે ગોળો બરાબર સુકાઇ જાય ત્યારે કુકડીનું એક ઇંડુ લાવી એક તરફથી તેનું માથું તોડી નાંખી તેની અંદરની સફેદીનો ભાગ કાઢી નાંખવો અને જર્દી એટલે પીળાશનો ભાગ રહેવા દેવો. પછી પેલા ગોળાને ઇંડાની અંદર મૂકવો અને ઈંડાને સારી પેઠે હલાવવું કે જેથી જર્દીનો ભાગ ગોળાની આજુબાજુ લાગી જાય. આટલું થયા બાદ એક બીજું મોટું ઈંડુ લેઇને તેનું પણ માથું તોડીને તેમાંથી સફેદીનો ભાગ દુર કરીને જર્દીનો ભાગ દવાવાળા ઈંડામાં નાંખી દેઇ તે ખાલી થયેલા ઈંડાંને દવાવાળા ઈંડા ઉપર ઢાંકણા તરીકે એવી રીતે પહેરાવવું કે તેની અંદર દવાવાળુ ઈંડુ સમાઇ જાય. આ પ્રમાણે વ્યવસ્થા કર્યા બાદ તે ઈંડાંના સંપુટ ઉપર વજ્રમાટીમાં રગદોળેલા કપડાનું પડ ચઢાવવું. એક વખત ચડાવેલા કપડાનું પડ સુકાઈ જાય એટલે ફરીથી ચઢાવવું. આ પ્રમાણે સાત

પડ ચઢાવવાં અને તે બરાબર સુકાઈ જાય ત્યારે વાલુકાયંત્રમાં એટલે રેતીથી અડધા ભરેલા એક હાંલ્લામાં તે ગોળાને મૂકી તેના ઉપર હાંલ્લાના ગળા સુધી બીજી રેતી ભરી ચુલે ચઢાવી બાર કલાક સુધી ધીમી, બાર કલાક સુધી મધ્યમ અને છેવટના બાર કલાક સુધી સખ્ત એમ કુલ છત્રીશ કલાક સુધી અગ્નિની આંચ આપવી. અગ્નિની પુરી આંચ અપાઈ ગયા બાદ જ્યારે બધું સંપૂર્ણ રીતે ઠંડુ પડી જાય ત્યારે સંપૂટના ગોળાને તોડીને તેમાંથી હળવે રહીને ઔષધ લઈ લેવું.

સોળભાગ ચોખ્ખું ત્રાંબું અને એક ભાગ આ ઔષધ સાથે મિશ્ર કરીને તેને વજ્ર માટીમાંથી બનાવેલી "અંધમુષા"ના નામથી ઓળખાતી કુલડીમાં નાંખીને અગ્નિ ઉપર મૂકી ધમવાથી જ્યારે ત્રાંબાનો રસ થઈને તેમાં ઔષધ મળી જાય ત્યારે નીચે ઉતારી ઠંડુ પડવા દેવાથી તે કુલડીમાં ચોખ્ખા રૂપાના જેવી ધાતુની લગડી તૈયાર થાય છે. આ વાત હું નાગાર્જુન કહું છું.

અગ્નિ ઉપર શેકેલી રાફડાની માટી ત્રણ ભાગ, બારીક કાતરેલાં શણનાં છાંટાં બેભાગ, ડાંગરનાં ફોતરાંની રાખ એક ભાગ, બાળેલા પથરાઓનો ભૂકો અથવા ખડી એક ભાગ અને લોઢાના કાટોડાઓનું ચૂર્ણ અર્ધો ભાગ લેઇ તેઓને બકરીના દુધ સાથે બે પહોર સુધી ખરલ કરવાથી જે માટી તૈયાર થાય છે તે વજ્ર માટીના નામે ઓળખાય છે. અને આ માટીમાંથી ગાયના આંચળને મળતી લંબગોળ જે કુલડી બનાવવામાં આવે છે તે વજ્ર મુષા કહેવાય છે. આવી એક કુલડીમાં ઔષધ ભરી તેના ઉપર બીજી કુલડીનું ઢાંકણું

પહેરાવી તેઓના સાંધાને વજ્ર માટીથી બંધ કરી અગ્નિ ઉપર મૂકી ધમવું, તે અંધ મુશામાં ઘાલીને ધમવું કહેવાય છે. વજ્ર માટીમાંથી બનતી કુલડીઓ એવી મજબુત બને છે કે તેમાંથી પારો સોમલ વિગેરે ચીજો ઉડીને બહાર નીકળી શકતી નથી.

હકીમ અકબરખાં મુજર્રબાત અકબરી નામે કીતાબમાં આવી જ જાતના એક પ્રયોગ વિષે વર્ણન કરતાં જણાવે છે કે:—એક માસો એટલે ૧૫ ઘઊં ભાર તબકી હરતાલ લેઇને તેને લીંબુના રસમાં ઘુંટીને પછી સારા ઉંચી જાતના એક તોલો હિંગળોકના કાંકરા ઉપર તેનો લેપ કરવો, અને તાપે સુકવવું. જ્યારે બરાબર સુકાઈ જાય ત્યારે કાળી કુકડીનું એક ઇંડું લેઇ એક બાજુથી તેનું માથું તોડીને તેમાંથી સફેદીનો ભાગ દુર કરવો પરંતુ જર્દીનો એટલે પીળો ભાગ રહેવા દેવો અને હિંગળોકનો કાંકરો તે ઇંડામાં નાંખી ઇંડાંમાંની જર્દી સળીથી સારી પેઠે હલાવવી કે જેથી તે હિંગળોકના કાંકરા ઉપર જર્દી ચઢી જાય. આમ કર્યાબાદ એક બીજા ઇંડાને લેઇ તેને પણ મથાળેથી ભાગીને તેમાંની સફેદીનો ભાગ દુર કરવો અને જરદીનો ભાગ હિંગળોકના કાંકરા વાળા પ્રથમના ઇંડામાં નાંખી દેવો. અને આ પ્રમાણે ખાલી થયેલા તે બીજા ઇંડાંને હિંગળોકવાળા પ્રથમના ઇંડા ઉપર ઢાંકણાની માફક પહેરાવી દેઈ પછી તે ઇંડાંના સંપુટની લંબાઈ તથા પહોળાઈ જેટલો કપડાનો કડકો લેઈ તેને ચીકણી માટીમાં રગદોળીને તે ઇંડાં ઉપર પડ ચડાવી સુકાવા દેવું. જ્યારે એક વખત ચડાવેલી કપડ માટી સુકાઈ જાય ત્યારે બીજી વખત ચડાવવી. આ પ્રમાણે ત્રણ વખત કપડમાટી કરી તે ઇંડાંના સંપુટને જમીન ઉપર મૂકીને પછી ત્રણ અડાયાં છાણાં લેઇને તેઓના બારીક

ટુકડા કરીને તે સંપુટની આજુબાજુ તેમજ ઉપરના ભાગ ઉપર મૂકીને દેવતાની આંચ દેવી. ચાર ઘડી પછી એટલે અગ્નિ શાન્ત થઈ તે ઈંડાંનો સંપુટ ઠંડો પડી ગયા બાદ સંપુટને તોડીને તેમાંથી હિંગળોકનો કાંકરો કાઢી લેવો. અને પંદર ઘણીભાર બીજી હરતાલ લેઈને તેને લીંબુના રસ સાથે ખરલ કરીને તે કાંકરા ઉપર લેપ કરી ઉપર બતાવ્યા મુજબ વિધિથી ઈંડાંના સંપુટમાં રાખીને આંચ આપવી. આ પ્રમાણે બાર વખત આંચ અપાઈ રહે એટલે પછી તે હિંગળોકના કાંકરા ઉપર હરતાલનો લેપ કર્યા સિવાય એમને એમજ ઈંડાંમાં રાખીને ઉપર મુજબ વિધિથી બીજા ઈંડાં વડે સંપુટ કરી કાપડમાટી કરીને ત્રણ છાંણાંનો અગ્નિ આપવો. આ પ્રમાણે વારંવાર ક્રિયા કરતાં જ્યારે એકસો વખત અગ્નિની આંચ અપાઇ રહે ત્યારે દવા સિદ્ધ થઈ એમ જાણીને આંચ દેવાનું કાર્ય બંધ કરીને તે હિંગળોકના કાંકરાને સંભાળથી રાખી મૂકવો.

એક તોલો ચોખ્ખી ચાંદી લેઇને તેને ધાતુ ગાળવાની કુલડીમાં રાખી અગ્નિ ઉપર મૂકીને ધમતાં જ્યારે ચાંદી ઓગળીને તેનો રસ થઈ જાય ત્યારે તેમાં સદરહુ હિંગળોકનો એક રતિ જેટલો ભૂકો નાંખવાથી તે ચાંદીનું સોનું બની જાય છે.

હિંગળોક તૈયાર કરતી વખતે જ્યારે અગ્નિની આંચ આપવામાં આવે છે ત્યારે ઇંડામાંથી જર્દી બળવાની દુર્ગંધી આવે છે અને તેથી જ્યાં સુધી એ દુર્ગંધિ નીકળતી બંધ ન થાય ત્યાં સુધી ઈંડાના સંપુટને અગ્નિમાંથી બહાર કાઢવું નહિ કે જેથી જર્દીમાં રહેલા તમામ તેલનું શોષણ તે હિંગળોકનો કાંકરો કરી જાય. વળી ઇંડાંના સંપુટના નીચે ભૂલેચૂકે પણ છાંણાંના કડકા ગોઠવવા નહિ. કેમકે હિંગળોકનો કાંકરો વજનદાર હોવાથી તે ઇંડાંમાં છેક તળીએ જઇ એટલે

હોય છે, અને તેથી તેની નીચેની બાજુએ છાંણાં રાખવામાં આવેતો તેની ગરમીના લીધે હિંગળોક બળી જવાનો ભય રહે છે, માટે નીચેની બાજુ બાદ કરીને બાકીની એટલે આજુબાજુની તેમજ ઉપરની એમ ત્રણ બાજુએ બધાં મળીને ત્રણ છાણાંના ટુકડા ગોઠવીને અગ્નિ આપવો.

ઈંડાંના યોગથી બનતા આ સિવાયના બીજા પણ એટલા બધા પ્રયોગો જોગી, જતીઓ, હકીમો વિગેરેમાં પ્રચલીત છે કે તે બધાંનું વિવેચન કરવા બેસીએ તો એક સ્વતંત્ર ગ્રંથ થાય, અને તેથી તે દરેકનું વર્ણન કરવાને અત્રે પુરતું સ્થાનક નહિ હોવાથી આ વિષયને આટલેથીજ આટોપવો એ ઉચિત સમજીએ છીએ.

# ચૅાલ મુગરા.

**સં.** કુષ્ટવૈરી. **હિં.** ચાલમુગરા, ચાઉલ મુગ્રી, છાલમુગરા. **બં.** ચાલમુગરા. **નેપાલી.** કદ્રૂ. **મ.** ચાઉલ મુગ્રીં. **ફા.** બીજ માગ્રો. **ઇં.** એડેરેટી. **ચીન.** તફાંચિ. **લા.** **Gynocardia odorata. Taraktogenos kursii.**

**વિવરણ**—ચાલ મુગરાનાં ઝાડો હિમાલયના નીચલા પ્રદેશમાં એટલે સિક્કિમ આગળ, ખાસીયા પર્વતમાં, ચટ્ગ્રામ, તિનાસરીમ, ચિત્તાગોન્ગ તેમજ રંગુન તરફ વિશેષ ઉત્પન્ન થાય છે અને એનાં ફળોમાંથી જે તેલ નિકળે છે તે ચૅાલ મુગરા ઑઇલના નામે ઓળખાય છે. ચૅાલ મુગરાનાં બીજ એ બોટે નિકલ શાસ્ત્રમાં **Gynocardia odorata** ના નામે ઓળખાતા વૃક્ષની પેદાશ છે એમ આજ સુધી

મનાતું હતું, પરંતુ જી. ડીસ્પ્રીઝ નામના ફ્રેન્ચ ફાર્માસીસ્ટે એ માન્યતા ભૂલ ભરેલી છે અર્થાત્ ચૅાલ મુગરા એ "જીનોકારડીઆ ઑડોરેટા કરતાં જુદુંજ વૃક્ષ છે એમ સાબીત કર્યું હતું. ઈ. સ. ૧૮૯૯ માં તેણે શોધી કાઢયું કે ચૅાલ મુગરાના નામથી જે બીજ યુરેપમાં આવે છે તે જીનો કારડીઆનાં નથી, પરંતુ બીજા કોઈ વૃક્ષનાં છે અને તેથી આ બાબતનો નિર્ણય થવાને માટે લેફટેનન્ટ કર્નલ ડી. પ્રેનને લખવામાં આવતાં તેણે તપાસ કરી તો માલમ પડયું કે કલકત્તાના બજારમાં જે બીયાં ચૅાલ મુગરાના નામે વેચાય છે તે "Gynocardia odorata"નાં નહિ પરંતુ ઇ. સ. ૧૮૯૦ માં સર જ્યોર્જ કિંગે જાહેર કરેલા "Taraktogenos kursii નામે વૃક્ષનાં છે આ બે જાતનાં બીજ એક બીજાથી સહેલાઇથી ઓળખી શકાય તેવાં છે. કેમકે "જીનોકારડીઆ" ઓડોરેટાનાં બીજ ટારકટો જેનોસ "નાં બીયાં કરતાં ન્હાનાં હોય છે. વળી જીનોકારડીઆનાં બીજોનું કોટલું વધારે જાડું, કઠીણ અને એક બાજુએ હાંસોવાળું હોઈ મીંજોનો રંગ ફીક્કો પીળો હોય છે, જ્યારે "ટારકટો જેનોસ"નું કોટલું સપાટ હોઇ મીંજોનો રંગ કાળાશ પર હોય છે.

આ બીયાંમાંથી નિકળતું તેલ ઔષધ તરીકે વપરાય છે અને તે નીચે મુજબ વિધિથી તૈયાર કરવામાં આવે છે.

ડૅાકટર હુપર તથા સર જ્યોર્જ વૅાટ જણાવે છે કેઃ—કલકત્તાના બજારમાં વેચવાને માટે આ બીયાં ચીતાગોન્ગ તરફથી પુષ્કળ જથ્થામાં આવે છે. બીયાં બજારમાં આવી પહોચવાનો સમય નવેમ્બર—ડીસેમ્બર મહીનાઓનો છે. ચીતાગોંગના બજારમાં એક મણ બીયાંનો

ભાવ મણુથી ચાર રૂ. હોય છે. પરંતુ કલકત્તાના બજારમાં તે છથી નવ રૂ. એ મણ વેચાય છે. તેલ કાઢવાના માટે બીયાંને ભાગી તે-માંની મીંજો જુદી કાઢી તાપે સુકવવામાં આવે છે. પછી તેઓને કુટી અર્ધ કચરો ભૂકો કરી કૅનવાસની કોથળીઓમાં ભરી એરંડીયું તેલ કાઢવાની રીત મુજબ તે કોથળીઓને સંચામાં દાબી કાઢીને તેલ કાઢવામાં આવે છે. ચાંર, પાંચ મણ બીયાંમાંથી એક મણ તેલ નિ-કળે છે અને તે લગભગ સાઠ રૂપીઆનું એક મણના હિસાબે વે-ચાય છે.

**ઔષધ તરીકેનો ઉપયોગ**—ચૅાલમુગરા ઑઇલ એ ચામડી-નાં દરદો માટે આજકાલ એક રામબાણ ઉપાય મનાય છે. અમારી જગન્નાથ તરફની યાત્રા પ્રસંગે કવિરાજ વિજયરત્નસેન નામે કલ-કત્તાના એક સુપ્રતિષ્ટિત વૈદ્યરાજ સાથે મુલાકાત થતાં તેઓએ આ ઔષધ સંબંધિ નીચે મુજબ વાતચિત્ત કરી હતી.

ચાલમુગરા એ એક જાતના ઝાડનાં ફળો છે. એનું ઝાડ અતિ-શય મોટું તેમજ છેક નાનું પણ ન હોતાં વચલી જાતનું થતું હોઇ સહેજસાજ લીલા રંગનું હોય છે. એ ઝાડના થડે તેમજ મોટાં ડાળાં ઉપર ઊંબરાના ઝાડની માફક મજબુત અને ગોળાકાર ફળો ઉત્પન્ન થાય છે તે ફળોમાંથી જે તેલ નીકળે છે તે ચાલમુગરા તેલના નામે પ્રસિદ્ધ છે. ચાલમુગરાનાં ફળો દેખાવમાં બદામનાં ફળોને ઘણીખરી રીતે મળતાં આવે છે અને તે આસો–કાર્તક માસમાં પાકે છે. એનાં બીજ એવાં કોમળ હોય છે કે તેની મીંજોને હાથ વડે દબાવવાથી પણ તેલ નીકળી આવે છે. એ ફળોનો ગંધ તેમજ સ્વાદ અપ્રિય હોતો નથી, છતાં કુદરતની એવી લીલા છે કે પશુ, પક્ષી કોઇ પણ તેને ખાતાં નથી.

અટગ્રામ તરફથી આ ફળો કલકત્તાના બજારમાં વેચાવા આવે છે અને તેમાં પાકાં ફળોની સાથે કાચાં ફળો પણ મિશ્રિત હોય છે. પાકાં ફળોની અંદરની મીંજોનો રંગ બદામનાં ફોતરાંને મળતો ભુરો હોઇ તેલથી પરીપૂર્ણ હોય છે. અને કાચાં ફળોની અંદરની મીંજોનો રંગ કાળો હોઇ તેલનું પ્રમાણ તેમાં જોઇએ તેટલું હોતું નથી; તેમજ તેમાંથી જે તેલ નીકળે છે તે પણ અત્યંત અશુદ્ધ હોય છે.

એમાંથી તેલ બહાર કાઢવાને માટે ફળોને ભાગીને તેમાંથી મીંજોને ઇલાયદી વીણી કાઢવામાં આવે છે. એ મીંજોને તાપે સુકવીને પછી અર્ધકચરી કુટીને કૅન્વાસના કપડામાંથી બનાવેલી કોથળીઓમાં ભરીને એરંડીયું તેલ કાઢવાની રીત મુજબ સંચામાં.દાબીને તેલ કાઢવામાં આવે છે. પરંતુ આ રીતે તેલ કાઢવાથી તેમાં ખોળનો ભાગ ભેગો આવે છે જેથી જોઇએ તેવું શુદ્ધ તેલ નીકળતું નથી. તો પણ પ્રથમ જે તેલ નીકળી આવે છે તે મેલ રહિત, ઉજળું—તેજસ્વિ, દેખાવમાં સ્વચ્છ, સુકા ઘાસના રંગ જેવું હોય છે. અને પાછળથી નીકળનારૂં તેલ મેલું અર્થાત્ ખોળનાં સૂક્ષ્મ રજકણોના ભેગવાળું અને માટીના જેવાં ઝાંખા રંગવાળું હોય છે.

ચૅાલમુગરાનું તેલ ચામડીનાં દરદો માટે રામબાણ ઉપાય છે. જો તેનો વિધિપૂર્વક ઉપયોગ કરવામાં આવે તો કોઢ સુધીનાં દરદો દુર થાય છે એ બાબતનો અમને સંપૂર્ણ અનુભવ છે. આ તેલનો પીવામાં તેમજ બહાર ચોપડવામાં એમ બે રીતે વ્યવહાર કરાય છે. સાધારણ ખુજલીથી માંડીને વિવિધ જાતના કોઢ સુધીના સર્વે ત્વચા રોગો ઉપર આ તેલ એક સરખું ઉપકારી છે. ઉપદંશ એટલે ગરમીના દરદ ઉપર તો તે મહૌષધ છે. આ તેલ ઈ. સ. ૧૮૫૬માં પહેલ

વહેલું યુરોપીઅન ડૉક્ટરોના જાણવામાં આવ્યું હતું, અને ત્યાર પછી કેટલાંએક વર્ષો બાદ એક પ્રધાન ઇંગ્રેજ ડૉક્ટરે અનેક દરદીઓ ઉપર પરીક્ષા કરીને એવું જાહેર કર્યું કે:—ક્ષયની ખાંસી તેમજ કંઠમાળાના દરદ માટે પણ આ તેલ વિશેષ ઉપકારી છે. આ પ્રમાણે આ ઔષધ વિશેષ ઉપયોગી જણાયાથી ઇ. સ. ૧૮૬૮માં આ દેશના ઇંગ્રેજ ડૉકટરોએ સરકારી ફાર્માકોપીઆમાં તેને દાખલ કર્યું અને તેના ગુણદોષો સંબંધિ એવું લખવામાં આવ્યું કે:—કોઢનાં દરદો, વાતરક્ત એટલે પત, કંઠમાળા તેમજ બીજાં ચામડીનાં દરદો અને વાયુના રોગો ઉપર એનો ઉપયોગ કરવો. આ વખતે તેને વાપરવાનું માપ નક્કી કરવામાં આવ્યું તે એવી રીતે કે:—જો એનાં બીજનું ચૂર્ણ વાપરવું હોય તો સવારે, બપોરે તથા સાંઝે એમ દિવસમાં ત્રણ વખત દરેક ટાઇમે એક વાલ જેટલા ભૂકાની ગોળી બનાવીને આપવી. અને જો તેલ વાપરવું હોય તો દરેક વખતે ૫થી ૫ ટીંપાં જેટલું આપવું.

આ ઔષધ આજકાલ આખા યુરોપમાં વિસ્તૃત રીતે પ્રચારમાં આવ્યું છે અને દીનપ્રતિદીન તેના અમૂલ્ય ગુણોની વિશેષ ખાત્રી થતી જાય છે. ચામડીનાં દરદો માટે ડૉકટર લોકો એના સંયોગથી આજકાલ અનેક પ્રકારના મલમો તૈયાર કરે છે.

જો કે ચામડીનાં દરદો માટે ખરેખાત્ આ એક દીવ્ય ઔષધ છે તોપણ તે પચવામાં ભારે હોવાથી જેનો જઠરાગ્નિ મંદ પડી ગયો હોય તેવા દરદીઓને વિચારપૂર્વક આપવું જોઇએ. આવા દરદીઓને માટે પ્રથમ એકાદ, બે ટીંપાંથી શરૂ કરી પછી જેમ જેમ માફક આવતું જાય તેમ તેમ વધારીને પંદર, વીશ ટીંપાં સુધી આપવું જોઇએ. સારી જઠરાગ્નિવાળાં દરદીઓને શરૂઆતથીજ પાંચ, સાત ટીંપાં

જેટલું આપી પછી વીશ, પચ્ચીશ ટીંપાં જેટલું વધારવામાં વાંધો નથી. વળી આ તેલ ભૂખ્યા પેટે વાપરવા કરતાં ખોરાક લીધા બાદ અડધા કલાક પછી આપવાથી તે સારી રીતે પચી જાય છે. આ પ્રમાણે આ તેલ પીવામાં તેમજ સાદા કે બીજા કોઢને મટાડનારા મલમો સાથે મેળવી ચામડી ઉપર માલીસ કરવાના ઉપયોગમાં લીધાથી અસાધ્ય મનાતા કોઢ રોગથી સપડાએલા અનેક રોગીઓ સારા થયાના દાખલા મોજુદ છે. કુષ્ટરોગની પ્રથમાવસ્થા એટલે શરૂઆતમાં તેનો ઉપયોગ કરવાથી દરદનાં લક્ષણો આગળ વૃદ્ધિ ન પામતાં દીન પ્રતિદીન નાબુદ થતાં જાય છે, તો પછી ખસ, ખરજવા જેવાં દરદો તો શીઘ્ર નાબુદ થાય એમાં કંઈ નવાઇ નથી.

આ સિવાય વળી એક બીજા કવિરાજ સાથે સમાગમ થતાં તેઓએ જણાવ્યું હતું કેઃ—

**चाल मुगरार तैलेर सहित सोहागार खई मिशाईया मलेपदीले काऊरेरघा अति शीघ्र उपशम हय.**

ફુલાવેલા ટંકણખારનું ચૂર્ણ ચાૅલ મુગરાના તેલ સાથે મેળવીને ચોપડવાથી ખરજવાનું દરદ જલદીથી નાબુદ થાય છે.

**चाल मुगरा तैल, निम तैल मिशाईया कुष्टे मलेप उपकारा.**

ચાવલ મુગરાનું તેલ એકલું વાપરવા કરતાં લીંબડાની લીંબોળીઓમાંથી કાઢેલા તેલ સાથે મેળવીને માલીસ કરવું એ કોઢના દરદ ઉપર વિશેષ ફાયદાકારક છે.

પારીસની કેમીકલ સોસાયટીના અને ઈંગ્લાંડની બ્રિટિશ ફાર્માસ્યુટિકલ કૉન્ફરન્સના મેમ્બર તેમજ લંડનની એફ, એસ, એસ, સી,

ઓસ, એની પરીક્ષામાં પાસ થયેલા વિદ્વાન ડૉક્ટર નાડકર્ણી સા-હેબ પોતાના " ઈન્ડીયન પ્લૅન્ટસ ઍન્ડ ડ્રગ્સ " નામના ગ્રંથમાં જણાવે છે કે:—

Chaul mugra oil is in great repute in India as a remedy for leprosy; it has also been advantageously administered in scrofula, skin diseases and chronic rheumatism. The dose of the seed coarsely powdered is about six grains thrice daily, in the form of pill, gradually increased to three or four times that amount or until it causes Nausea—when the dose should be diminished or the use of the remedy suspended for a time. This is the best form of administration, The dose of the oil is from five to six drops gradually increased to thirty minims, given in Milk or cod-liver oil, preferably in capsules. During its use it is advisable to avoid all salt, meats, acids, spices and sweetmeats; on the other hand its operation is aided by butter, ghee and oily articles of dict, It has been successfully given in phthisis, and also applied externally to the chest.

ચૅાલમુગરાનું તેલ પત અને કોઢના દરદ માટે હિન્દુસ્થાનમાં અત્યંત

માનભરી સ્થિતિ ભોગવે છે. વળી તે ફાયદાભરી રીતે કંઠમાળમાં, ચામડીનાં દરદોમાં અને જુના સંધિવાના દરદમાં વપરાય છે. બીયાંને વાટીને કરેલો ભૂકો આપવાનું માપ દર વખતે ૬ ગ્રેન જેટલું છે અને તે ગોળીના રૂપમાં સવારે, બપોરે તથા સાંઝે એમ ત્રણ વખત આપવામાં આવે છે. ધીમે ધીમે આ બીયાંનું ચૂર્ણ આપવાનું માપ વધારતાં વધારતાં ત્રણ, ચારગણું કરાય છે એટલે વીશ, પચ્ચીશ ઘઊંભાર જેટલું આપી શકાય છે. અને આ પ્રમાણે વાપરતાં જ્યારે મોળ, ઊલટી કે ફેર, ચક્કર જેવી અસર જણાય ત્યારે ઔષધ આપવાનું માપ ઘટાડવું જોઇએ અથવાતો થોડા દિવસ માટે તદન બંધ કરવું જોઇએ. આ ઔષધનો ઉપયોગ કરવાની આ પ્રમાણેની રીતજ ઊત્તમ છે. જો બીજના ચૂર્ણના બદલે તેલનો ઉપયોગ કરવો હોય તો પાંચ કે છ ટીંપાંથી પ્રથમ શરૂઆત કરી પછી ધીમે ધીમે વધારતાં ત્રીશ ટીંપાં જેટલું દર ટાઇમે લેવું. આ તેલ દુધ કે કૉડલીવર ઑઇલના સાથે આપવું જોઇએ, અથવાતો કૅપસ્યુલના સ્વરૂપમાં એટલે તેના ઉપર કોઈ ચીકણી વસ્તુનું પડ ચડાવી ગોળીના સ્વરૂપમાં ગળી જવાને માટે આપવું એ વધારે પસંદ કરવા યોગ્ય છે. જ્યાં સુધી આ ઔષધિનું સેવન ચાલુ હોય ત્યાં સુધીમાં મીઠું, મરચું, ગરમ મસાલા તેમજ ખટાશવાળો ખોરાક ખાવાનું તદન બંધ કરવું જોઈએ. અને ઘી, માખણ જેવી ચીજો કે જે તેના ગુણમાં વૃદ્ધિ કરે છે તેનું સેવન રાખવું જોઇએ. ખાંડ, સાકર ગોળ કિંવા તેઓના સંયોગથી બનતા પદાર્થો પણ હિતકર નથી. વળી આ તેલ ફત્તેહમંદ રીતે ક્ષયના દરદમાં પીવાને માટે તેમજ બહાર છાતી ઉપર માલીસ કરવાને માટે પણ વાપરી શકાય છે. દાદર ઉપર એના તેલનું માલીસ એક મહીનો

કરવાથી તે જડમુળથી નાબુદ થાય છે.

આ પ્રમાણે આ ઔષધિમાં ચામડીને લગતાં દરેક દરદો નાબુદ કરવાનો દીવ્ય ગુણ હોવાની ખાત્રી માત્ર ભારતવર્ષમાંજ નહિ પરંતુ ઈંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની વિગેરે યુરોપના સમગ્ર દેશોમાં પણ થયેલી છે. અને તેથી ત્યાંના ડૉકટરો પોતાનાં દરદીઓ ઉપર તેનો છુટથી ઉપયોગ કરે છે એટલુંજ નહિ પરંતુ ખસ, દાદર, ખરજવાં, કોઢ, કંઠમાળ, ચાંદી, ચાંદાં, નાડી વ્રણ વિગેરે દરદોને નાબુદ કરનારી બીજી ચીજો સાથે આ તેલનું મિશ્રણ કરી અનેક ખાવા પીવાનાં, ચોપડવાનાં, કે માલીસ કરવાનાં પેટન્ટ ઔષધો બનાવી તેઓને "સ્પેસીફીક મેડીસીનો" ને નામે ખપાવી પુષ્કળ દ્રવ્ય ઉપાર્જન કરે છે. ચૅાલમુગરા એ વનસ્પતિ ભારત વર્ષની પેદાશ હોવા છતાં જ્યારે તેનો વિદેશીઓ આવો લાભ મેળવે અને આપણે બેદરકાર રહીએ એ ઓછું શોચનીય નથી, માટે દરેક વૈદ્યે તેનો છુટથી ઉપયોગ કરવો ઘટે છે.

ચૅાલમુગરાનાં બીજ કલકત્તાના ગાંધીઓના ત્યાં મળી શકે છે, અને જો તેલ જોઇતું હોય તો કલકત્તા, મદ્રાસ, મુંબાઇ, અમદાવાદ વિગેરે સ્થળોએ ઈંગ્રેજી દવાઓ વેચનારાઓના ત્યાંથી મળે છે. આ તેલમાં કેટલાએક અપ્રતિષ્ઠિત વ્યાપારીઓ બીજા હલકા તેલનો ભેળસેળ કરે છે માટે ઉપર જણાવ્યા મુજબ ચોખ્ખી જાતનું બરાબર ખાત્રી કરી ખરીદવું જોઈએ.

---

# ચાંચડમારી ( પીળી )

**સં.** કુકુન્દર, **હિં.** કુકરૌંદા, કુકરોંધા, **મ.** ભામુરડા **ગુ.** કપુરીઓ, પીળો કપુરીઓ, કલ્હાર, પીળી ચાંચડમારી, **બં.** કુકુરશોંકા, કુકુરમુતા **ફા.** ઉમાકિસુસ **લા.** Blumea Odorata. B. Lacera.

**વિવરણ**—કપુરીઓ એટલે કલ્હારના છોડવા ચોમાસા શિયાળામાં ઘણા ઊગે છે અને તેમાંથી કપુરને મળતી ઘણી ઊગ્ર સુગંધિત વાસ નીકળતી હોય છે. એના છોડવા એકથી ત્રણ ફીટ ઊંચા હોય છે અને કોઇવાર તેની શાખાઓ જમીન ઉપર ઢળેલી પણ હોય છે. એના આખા છોડવા ઉપર ઘણું કરી ચીકાસ લેતા અને સુંવાળા સૂક્ષ્મવાળની રૂંછાળ હોય છે. એનાં પાંદડાં આંતરે આવેલાં હોઇ તે ૦ાા થી ૫ ઇંચ જેટલાં લાંબાં તથા ૦ાા થી બે ઇંચ જેટલાં પહોળાં અને કોર ઉપર દાંતાવાળાં હોય છે. ફુલો પીળાં રંગનાં અને ફલબીજ સૂક્ષ્મ અને ખુણીઆવાળાં હોય છે. આ વનસ્પતિની અનેક જાતો થાય છે. પરંતુ તે બધીને કલ્હારના નામથી ઓળખવામાં આવે છે તોપણ તેની " ઓડીઓ કલ્હાર " એવા નામથી એક જાત જુદી ઓળખવામાં આવે છે; કારણ એનાં પાનને ડીટડી હોતી નથી, પરંતુ ડીટડીના બદલે પાતળી ધાર જેવી પાંદડાની કોર ડાંડી અને શાખાઓ ઉપર ઊતરેલી હોઈ તે દાંતાવાળી હોય છે અને એની શાખાઓના છેડા પાસે ફીકા જાંબુડા રંગનાં ફુલો આવે છે.

**ઉપયોગ**—વૈદ્યક શાસ્ત્ર પ્રમાણે કલ્હાર તીખો, કડવો, તાવને દુર કરનાર, લોહીબિગાડને ટાળનાર, જંતુઓને મારનાર તથા દાહને ટાળનાર છે, અને તેથી એનાં મૂળ તાવ અને સંધિવાના ઊકાળામાં

વપરાય છે. તેમજ એનાં મૂળીયાં મોઢામાં રાખવાથી ગળે શોષ પડતો હોય તો તે મટે છે. એનાં પાંદડાં ટાઢાં છે અને તેથી તે લોહી વિકાર, કફ, તરસ અને બળતરા ઉપર વપરાય છે.

એના આખા છોડવામાંથી એક જાતની ઉગ્ર વાસ નીકળતી હોઇ તે વાસની નજીક ચાંચડો આવી શકતા નથી જેથી તે ચાંચડમારીના નામથી ઓળખાય છે, અને ઢોર બાંધવાના તબેલાઓમાં ચાંચડ ન થાય એટલા માટે ખેડૂત અને રબારી લોકો એના છોડવાઓને તબેલાઓમાં બાંધી રાખે છે.

જન સમાજમાં તો આ કરતાં તેનો વિશેષ ઉપયોગ થતો જોવામાં આવતો નથી, પરંતુ જડીબુટ્ટીઓની શોધ ખોળ કરનારાઓને તેમાં કેટલા એક દીવ્ય ગુણો માલમ પડયા છે અને તે નીચે મુજબ છે.

કહેવાય છે કે સ્ત્રીઓ જ્યારે પ્રૌઢ વયની થાય છે અને તેઓને સંતાનોત્પત્તિની તૃષ્ણા રહેતી નથી ત્યારે માસિક ધર્મના ત્રણ દિવસો સુધી દરરોજ સવાર, સાંઝ એમ બે વખત દર ટાઇમે પાંચ રૂ. ભાર બોડા કલ્હારનો રસ લેઇને તેમાં અઢી રૂ. ભાર સાકર તથા એક વાલ ગોપીચંદનનો ભૂકો નાંખીને પીએ છે જેથી રૂતુ આવતું બંધ થાય છે. જો એક વખતના પ્રયોગથી ધારેલું ફળ ના પ્રાપ્ત થાય તો બે, ચાર મહીનાઓ સુધી માસિક ધર્મના દિવસોમાં આ પ્રયોગ ચાલુ રાખવો.

**એકપુટી અભ્રક ભસ્મ**—બોરડીની અંતરછાલ પાંચ શેર લેઇને તેને અધમણ પાણી સાથે ઊકાળતાં જ્યારે પાંચ શેર પાણી બાકી રહે ત્યારે ઊતારી ગળી લેવું, અને પછી કાળી જાતનો અભ્રક

લેઇ તેને કોલસાના અગ્નિમાં મૂકી તપાવતાં જ્યારે લાલચોળ થઈ જાય ત્યારે સહરહુ ઉકાળાના પાણીમાં બુઝાવવો. આ પ્રમાણે અભ્રકને સાત વખત અગ્નિમાં તપાવીને સાત વખત તે ઉકાળાના પાણીમાં બુઝાવવાથી ધાન્યા ભ્રક કરતાં પણ વિશેષ શુદ્ધ થાય છે.

આ મુજબ શુદ્ધ થયેલા અભ્રકને કુટીને તેનું બારીક ચૂર્ણ કરવું અને પછી ખરલમાં નાંખી કાળી ડાંડીવાળા કલ્હારના રસમાં ત્રણ દિવસ ઘુંટવો કે જેથી તેનો ચળકાટ જતો રહેશે. ત્રણ દિવસ બરાબર રીતે ઘુંટાયા બાદ તે અભ્રકની ટીકડીઓ બનાવી તડકે સુકાવી લેઈ પછી વિજયા–ભાંગને કલ્હારના રસમાં બારીક વાટીને તેનો દેશી કાગળ જેટલી જાડાઇનો તે ટીકડીઓ ઉપર લેપ કરવો. આ લેપ સુકાઈ જાય ત્યારે તે ટીકડીઓને માટીના એક શરાવલામાં મૂકી તેના ઉપર બીજુ શરાવલું ઢાંકી શરાવલાંનાં મ્હોડાંનો સાંધો બંધ કર્યા સિવાયજ એટલે તેનાં ઉપર કાપડ માટી કર્યા સિવાયજ ગજપુટનો અગ્નિ આપવો અને અગ્નિ શિતળ થયે અભ્રકની ટીકડી કાઢી લેવી.

આ વિધિ પ્રમાણે કરવાથી એકજ પુટમાં અભ્રકની લાલ રંગની સુંદર ભસ્મ તૈયાર થાય છે અને વળી તે સહસ્ત્ર પુટી અભ્રકની બરાબર ગુણ કરતી હોવાથી હજાર પુટી અભ્રકની માફકજ અનુપાનો સાથે દરેક દરદો ઉપર વપરાય છે. શરાવલામાં ટીકડી રાખતી વખતે તેની નીચે ઉપર આકડાનું એક, એક પાંદડુ રાખવું જોઇએ, એટલુંજ નહિ પરંતુ બે તોલાથી વધારે અભ્રકની ટીકડી હોવી જોઇએ નહિ. જો શરાવલામાં બે તોલાથી વધારે અભ્રક હશે તો એક પુટથી ભસ્મ થશે નહિ.

એક ગજ પહોળો, એક ગજ લાંબો તથા તેટલોજ ઊંડો ખાડો ખોદી તે ખાડાની ઊંડાઇના અડધ ભાગ સુધી અડાયાં છાણાંથી ભરી તેના ઉપર ભસ્મ કરવાની દવાનો સંપુટ મધ્ય ભાગમાં મૂકી પછી ખાડાનો બાકી રહેલો ભાગ અડાયાં છાણાંથી ભરી દેઈ અગ્નિ સળગાવવો તેનું નામ ગજપુટ કહેવાય છે.

અભ્રકમાંથી બનાવેલી ભસ્મમાં બીલકુલ ચળકતો ભાગ દૃષ્ટિએ આવે નહિ તોજ પાકી ભસ્મ થયેલી સમજવી, પરંતુ જો તેમાં ચળક મારે તો અપકવ સમજી ચળકાટ જતા સુધી ઉપર મુજબ વિધિથી બીજા વિશેષ ગજપુટો આપવા.

**બીજી રીત**—ઉપર મુજબ બોરડીની અંતર છાલના ઊકાળાના જળમાં અભ્રકને તપાવીને સાત વખત બુઝાવ્યા બાદ તેનો બારીક ભૂકો કરીને કલ્હારના રસમાં એક દિવસ ઘુંટીને તેની એક રૂા. ભારની ટીકડી બાંધીને તડકે સૂકવી પછી એક શરાવલામાં નીચે ઉપર આકડાનું પાંદડું રાખી તેની વચમાં તે ટીકડીને મૂકી બીજુ શરાવલુ ઊંધુ પાડી કપડ માટી કરીને ચાર શેર અડાયાં છાણાંના વચમાં મૂકી અગ્નિની આંચ આપવી. આ પ્રમાણે ચૌદ વખત કલ્હારના રસમાં ઘુંટીને દરેક વખત અગ્નિ આપવાથી અભ્રકની ચમક જતી રહી ઊત્તમ ભસ્મ થાય છે. છતાં કદાચ જો કંઇ ચમક રહેલી જણાય તો તે નાબુદ થવા સારૂં થોડા એક વધારે પુટો આપવા જેથી ઊત્તમ ભસ્મ થશે.

આ મુજબ તૈયાર થયેલી ભસ્મને ગૌમૂત્ર, ત્રિફળા એટલે હરડે, બેહડાં, આંમળાંનો ઊકાળો, અને આકડાનું દુધ એ દરેક ચીજમાં એક, એક દિવસ ઘુંટી ટીકડી બાંધી બાર શેર છાણાંની આંચ દેવી,

એ પ્રમાણે દરેક ચીજના સાત, સાત, પુટો આપવા અને ત્યાર પછી જો તે ભસ્મને લાલ રંગ આપવાની ઈચ્છા હોય તો વડની વડવાઈઓના રસ કે ઊકાળાના પાણી સાથે ઘુંટીને સાત વખત અગ્નિના પુટો આપવા જેથી ઊત્તમ રંગની ભસ્મ થશે.

**સુવર્ણ ભસ્મ**—ઊંચી જાતના સોનાના વરખ ચાર ભાગ અને હિંગળોકમાંથી કાઢેલો ચોખ્ખો પારો એક ભાગ લેઈ ખરલમાં નાંખીને સારી પેઠે ખરલ કરતાં જ્યારે પારો વરખ સાથે મળી જાય ત્યારે તેમાં કલ્હારનો રસ નાંખીને આખો દિવસ ખરલ કરીને ટીકડી બનાવવી. આ ટીકડી સુકાઈ જાય ત્યારે તેને કલ્હારના છોડવાને વાટીને બનાવેલી લુગદીમાં રાખી એક શરાવલામાં મુકીને તેના ઉપર બીજું શરાવલું ઢાંકીને કપડમાટી કરી તે સુકાઈ જાય ત્યારે દશ શેર અડાયાં છાણાંનો અગ્નિ આપવો જેથી ઊત્તમ પ્રકારની ભસ્મ થશે.

આ ભસ્મ ક્ષય તથા કફની ખાંસી, શ્વાસ, જીર્ણ જ્વર, ધાતુની નબળાઈ, શરીરની ક્ષીણતા, ઉપદંશની ગરમી, પક્ષ ઘાત, મૂર્ચ્છા વિગેરે ઉપર અકસીર ગુણ ધરાવે છે અને તે યોગ્ય અનુપાન સાથે વપરાયછે.

ક્ષયની ખાંસી માટે જીવન અથવાતો સિતોપલાદિ ચૂર્ણ, કફની ખાંસી માટે આદાનો રસ, ઉપદંશની ગરમી માટે સારસાપરેલા, મુર્છા માટે કસ્તુરી, જીર્ણ જ્વર માટે સુદર્શન ચૂર્ણ, અને ધાતુની નબળાઈ માટે જાયફળ, જાવંત્રિ, લવિંગ, કેસર, વાંસકપુર, ઈલાયચી અને પ્રવાલ ભસ્મ વિગેરે ચીજોના જોડે વપરાય છે.

આજીજ રીતે આ વનસ્પતિના સંયોગથી ચાંદીની ભસ્મ પણ બનાવી શકાય છે.

**રકતાતિસાર, રકતાર્શ, રકતપ્રદર અને રકતપિત્ત રોગનું**

**મહૌષધ**—ઉપર જણાવવામાં આવ્યું છે કે આ ઔષધિનો ગુણ શિતળ તેમજ બળત્રાને દુર કરનારો છે અને તેથી તે તરસ, દાહ, શોષ, લોહી બિગાડ વિગેરે દરદો ઉપર વપરાય છે એટલુંજ નહિ પરંતુ તેમાં વહેતા લોહીને બંધ કરવાનો એટલે રક્ત સ્તંભક ગુણ પણ અજબ રીતે રહેલો હોવાથી માસિક રૂતુ આવતું અટકાવવાને ઉપયોગમાં લેવાય છે. તેના આવા અજબ ગુણોને લેઇને જુદાં જુદાં દરદોમાં થતા રક્તસ્ત્રાવને બંધ કરવાને માટે આજકાલ બંગાળા તરફ તે એક દીવ્ય ઔષધ થઈ પડયું છે અને તેથી તેના વિષે વર્ણન કરતાં એક કવિરાજ જણાવે છે કે:—

**रक्तातिसारे, अर्शोरोगे, रक्तप्रदर एवं रक्तपित्तरोगे शोणितस्राव उपस्थितहईले नित्य प्राते ओ सायान्हे एक तोला मात्राय कूक्-सीमा (कूकूर सोडा) गाछेर पातार रस पान करिले २-४ दिन मध्येई भीषन रक्तस्राव हईलेओ निवृत्ति सह रोगी सुस्थ हईया किंचित् किंचित् बल लाभ करिते थाकेन.**

રક્તાતિસાર, અર્શરોગ, રક્ત પ્રદર અને રક્તપિત્ત રોગના લીધે મહોં, નાક, ગુદા કિંવા યોનિ મારફતે લોહી પડવાનું શરૂ થાય ત્યારે દરરોજ સવારમાં તેમજ સાંઝે કલ્હારનો રસ એક રૂા. ભાર લેઇ પીવાથી બે, ચાર દિવસમાં ભયંકર રક્તસ્ત્રાવ હોયતો પણ નાબુદ થઇ દરદી સ્વસ્થ થાય છે અને વળી અત્યંત લોહી જવાથી ઘટી ગયેલી શક્તિ પણ ધીમે ધીમે પ્રાપ્ત થાય છે.

---

# જાંબો

સં. જમ્બુ, મહા જમ્બુ. હિં. જામુન, બડી જામુન. બં. જામગાછ. મ. જાંભૂળ, ગુ. રાયજાંબો. ક. નિરલુ, તૈ, પેદાનેરડિ. લા. Eugenia Jambolana.

વિવરણ—જાંબાનાં ઝાડો એ, ચાર જાતનાં થાય છે. તેની એક જાત નદીના કિનારે થાય છે. જેનાં પાંદડાં કરેણના જેવાં થતાં હોઇ ફળો ઝીણાં થાય છે જેથી તે જળ જાંબુડીના નામે ઓળખાય છે. બીજી જાતનાં પાંદડાં આંબાના જેવાં થતાં હોઈ ફળો મધ્યમ કદનાં થાય છે અને તે જાત જાંબુડીના નામથી ઓળખાય છે. ત્રીજી જાતનાં વૃક્ષો ઘણાં ઉંચાં અને વિસ્તારમાં થાય છે અને એનાં પાંદડાં મોટાં, પીંપળના પાન જેવાં રૂપાળાં, લીસાં અને ચળકતાં હોઈ તેનાં ફળો બેથી અઢી ઇંચિ :લાંબાં અને એકથી દોઢ ઇંચિ પહોળાં હોય છે. તેથી એ જાતને રાય જાંબા નામે ઓળખાય છે, આ ત્રણે જાતો સર્વે ઠેકાણે પ્રસિદ્ધ હોવાથી વિશેષ ઓળખાણ આપવાની જરૂર નથી તેમજ એ સઘળી જાતોમાં ઔષધીય ગુણો પણ લગભગ એક સરખી રીતેજ રહેલા છે, તો પણ મોટી એટલે રાય જાંબુની જાત વિશેષ પસંદ કરવા લાયક છે.

ગુણદોષ—જાંબુના ઝાડની છાલ તુરી, મળને રોકનાર, મીઠી, પાચક, લુખી, રૂચિ કારક, ખાટી, કંઠને હિતકારી, તથા કૃમિ, દાહ, પિત્ત, શ્વાસ, સોજા, અતિસાર, ખાંસી, લોહી બિગાડ, કફ અને વ્રણને દુર કરનારી ગણાય છે અને તેનાં ફળો પણ તેવાજ ગુણવાળાં મનાય છે જેથી ઝાડો, મરડો, અતિસાર, પ્રમેહ, પ્રદર, મુખપાક વિ-

ગેરે દરદોની ચિકિત્સામાં બીજાં ઔષધોની સાથે વપરાય છે. એ સિવાય દેશી વૈદામાં તેની ખાસ ઉપયોગી સ્વતંત્ર બનાવટો આપવામાં આવી નથી. પરંતુ આજકાલના વિદેશી શોધક વિદ્વાનોને તેમાં જે અમૂલ્ય ગુણો હાથ આવ્યા છે તે નીચે મુજબ છે.

વાયુનાં દરદો વાઇ, કોઢ, પ્રમેહ, ભગંદર, અર્શ, ક્ષય અને સંગ્રહણી એ આઠ દરદો ઉત્પન્ન થવાની સાથેજ અત્યંત દુસ્તર મનાય છે અને વળી તેમાં પણ પરમીયાનું દરદ કે જે જ્યારે જુનું થઇ મધુપ્રમેહ એટલે મીઠા પરમીયાનું સ્વરૂપ ધારણ કરે છે ત્યારે તે અસાધ્ય એટલે ન મટાડી શકાય એવું મનાય છે. પરંતુ ડૉકટર સી. ગ્રેઇઝરે કુતરાઓમાં કૃત્રિમ રીતે મીઠા પરમીયાનો રોગ દાખલ કરી તેને નાબુદ કરવાના અનેક પ્રયોગો અનુભવ્યા પછી છેવટે સંતોષકારક રીતે એવું સાબિત કર્યું છે કે—જાંબાનાં ફળોની મીંજો મૂત્રની અંદર જતી સાકરને થોડા સમયમાંજ ઓછી કરી નાંખે છે.

આ હકીકત જાહેર થયા પછી ડૉકટર આર. એલ. દત્તે પોતાના દરદીઓ ઉપર આ મીંજોનો અનુભવ લેઇને જણાવ્યું કે તેઓની સારવારમાં આવેલા તીક્ષ્ણ મીઠા પરમીયાના બે કેસોમાં આ ઔષધ આપવાથી વારંવાર ઊતરતા પેશાબનો અને તેમાં જતી સાકરનો જથ્થો એક અઠવાડીયાની મુદતમાંજ સાજા મનુષ્યના જેટલો થઇ ગયો હતો.

આ ઉપરાંત વળી બીજા પણ અનેક ડૉકટરોએ તેનો અનુભવ લેતાં સંતોષકારક પરીણામ આવવાથી આજકાલ મીઠા પ્રમેહના દરદમાં ઉત્પન્ન થતી સાકર અટકાવવાને માટે અજાયબ જેવી ફતેહથી તે વપરાય છે. આ મીંજો ઝેરી નહિ હોવાથી જોઇતી અસર ઉપજાવ-

વાને હવાનું પ્રમાણુ જોઇએ તેટલું વધારી શકાય છે, એ પણ તેને વાપરવામાં એક વિશેષ અનુકુળતા છે.

"એસેન્સીએલ્સ ઑફ માડરન્ ટ્રીટમેન્ટ ઑફ ડીઝીઝીસ" નામના વિખ્યાત ગ્રંથના કર્તા જણાવે છે કેઃ—The seed or stone of the fruit is used as a remedy in diabetes and is believed to check the distasic comeersion of starch into sugar in that form of the disease depending on increased production of glucose. For this the liquid extract is the most suitable preparation. The dose of the extract is half to two drachms and that of the powder 5 to 30 grains. જાંબાનાં ફળોની અંદરનાં બીજની મીંજો મધુપ્રમેહના ઉપાય તરીકે વપરાય છે, અને તે દરદમાં સરેશની માફક ચોંટી જાય એવા પદાર્થની ઉત્પત્તિ થવાની અવસ્થાએ પહોચેલા સ્વરૂપમાં ખેળ કે કાંજી જેવા પદાર્થને સાકરના રૂપમાં બદલાતાં અટકાવે છે. આ કાર્ય માટે તે મીંજોમાંથી બનાવવામાં આવેલું પ્રવાહી સત્વ કે જે "એક્સ્ટ્રાક્ટ જાંમ્બોલેની લીકવીડ"ના નામથી ઓળખાય છે તે વધારે અનુકુળ પડતી બનાવટ છે, અને તે બનાવટને પીવાનું માપ દર વખતના માટે અડધાથી બે ડ્રામ જેટલું એટલે ત્રીશથી એકસોવીશ ટીંપાં જેટલું છે. પરંતુ તે નહિ વાપરતાં જો મીંજોનું જ ચૂર્ણ વાપરવું હોય તો તેનું માપ ૫ થી ૩૦ ઘઉંભાર જેટલું છે.

આ ઔષધ દિવસમાં બે વખત ખાધા પહેલાં ઠંડા પાણી સાથે

આપવામાં આવે છે, પરંતુ જો દરદનું જોર વિશેષ હોય તો ત્રણ, ચાર વખત લેવાને પણ કોઇ જાતનો વાંધો નથી.

આ ઔષધ ચાલતું હોય ત્યારે ખોરાકમાં માત્ર જવનો રોટલો જ ખાવામાં આવે તો વિશેષ ફાયદો થાય છે, જો એમ ન બની શકે તો ઘઉંની રોટલી અને તર એટલે મલાઇનો ભાગ કાઢી નાંખેલું દુધ એ બે ચીજો ખાવાને વાંધો નથી. પરંતુ સાકર, ખાંડ, ગોળ વિગેરે ગળ્યા પદાર્થો, ભાત વિગેરે કોઇ પણ જાતનો સ્ટાર્ચ—કાંજી વાળો ખોરાક, સાબુચોખા, લોટ, બટાટા, વટાણા, કઠોળ, શક્કરીયાં, બીટ, દુધપાક, દારૂ, દરેક જાતનાં ફળો વિગેરે પદાર્થો કે જેઓ સાકરનો જથ્થો વિશેષ ઉત્પન્ન થવામાં સહાયકારક થઈ પડે છે તેઓનો તો તદન ત્યાગજ કરવો જોઇએ.

જો આ ઔષધિનાં ફળોની મીંજોના ચૂર્ણનો ઉપયોગ કરવો હોય તો તે વિના મૂલ્યે કુદરતી રીતેજ દરેક સ્થળે મળી શકે છે. પરંતુ આજકાલના ફેશનેબલ જમાનાને અનુસરીને તેનો એકસ્ટ્રાકટ વાપરવો હોય તો તે ઇંગ્રેજી દવાઓ વેચનારા ગાંધીઓના ત્યાંથી અથવા તો "ધી બેન્ગાલ કેમીકલ ઍન્ડ ફારમાસ્યુટીકલ વર્કસ લીમીટેડ"ના નામથી ચાલતા દેશી ઔષધો બનાવવાના કલકત્તાના પ્રસિદ્ધ કારખાનામાંથી મંગાવી લેવો.

અળસીઆંમાં જેમ ત્રાંબા અને ફોસ્ફરસનો અંશ રહેલો છે, કુકડીનાં ઈંડાંમાં જેમ કેલશીયમ હાઇપોફોસ્ફેટનો અંશ રહેલો છે, તેવીજ રીતે જાંબાનાં ફળોની અંદર લોઢાનો ભાગ રહેલો છે એવું આજકાલના રસાયણ શાસ્ત્રીઓએ સિદ્ધ કર્યું છે. વળી ખાણમાંથી નીકળેલા ત્રાંબા કરતાં અળશીઆં, મોર પીંછ વિગેરેમાં રહેલું ત્રાંબુ

સૌમ્ય હોવાથી કોઇ પણ જાતના ઉપદ્રવ સિવાય નિર્ભયતાથી વાપરી શકાય છે, તેવીજ રીતે જાંબામાં રહેલું લોહ પણ સૌમ્ય હોવાથી તેને વાપરવામાં કોઇ પણ જાતના નુકસાનની કિંવા પથ્યાપથ્યના વિચારની શંકા રહેતી નથી અને તેથી રૂધિરની અશુદ્ધતાથી થતાં બરોળ અને યકૃતની વૃદ્ધિ જેવાં દરદોમાં તેનો જુદા જુદા વૈદ્યો કે હકીમો અનેક રીતે ઉપયોગ કરે છે, એ બધી રીતોનું જો કે સંતોષકારક પરીણામ આવે છે તો પણ મુખ્ય રીતો આ પ્રમાણે છે.

સારી ચોખ્ખી બાટલીમાં એક તોલો શોધેલો આમલસારો ગંધક, એક તોલો નવસાગર, અને એક તોલો સુરોખાર નાંખી તેમાં જાંબાનાં સારાં પાકેલાં ફળોનો રસ ભરી શીશાના મ્હોડા ઉપર મજબુત બુચ બેસાડી પછી ભીંજવેલી ચીકણી કાળીમાટીનો મ્હોડા ઉપર લેપ કરી ચાલીસ દિવશ સુધી તે બાટલીને તડકે રાખી મુકવી જેથી તે બાટલીની અંદરનો તાજો રસ સરકાના સ્વરૂપમાં ફરી જઇ વાપરવા યોગ્ય ઔષધ તૈયાર થશે. આ ઔષધ દરરોજ સવારે તથા સાંઝે વીશથી ચાલીશ ટીંપાં જેટલું એક કાચના પ્યાલામાં લેઇ તેમાં અધોળ પાણી રેડીને પીવાથી બરોળનું દરદ અજાયબ રીતે નાબુદ થાય છે. આ પ્રયોગ ચાલતો હોય ત્યારે ઘીનું સેવન વધારે પ્રમાણમાં રાખવું જોઇએ, તેમજ તેલ, મરચું, છાશ, દહીં, આંબલી એ ચીજોનો તદન ત્યાગ કરવો જોઇએ.

(૨) સારાં પાકાં તાજાં ફળોનો રસ કાઢી તે રસમાં ઓગળી શકે તેટલું સીંધાલુણ ઉમેરી ત્યારબાદ એક મજબુત બુચવાળા કાચના શીશામાં ચાલીશ દિવસ સુધી ભરી રાખી પછી દર એક દિવસના આંતરે તેમાંથી અડધા ચમચા જેટલો રસ, આપવાથી કમળો તેમજ

બીજા લીવરનાં દરદો નાબુદ થાય છે. આ પ્રયોગ ચાલતો હોય ત્યારે પણ ઉપર મુજબ પથ્ય રાખવું.

આ ઔષધિમાં રહેલા ઉત્તમ ગુણોની ખાત્રી માત્ર સાધારણ મનુષ્યોનેજ નહિ, પરંતુ મોટા મોટા સરજ્યનોને પણ થયેલી છે, એ વાત નીચે આપવામાં આવતા થોડાએક અભિપ્રાયોથી બરાબર સમજવામાં આવશે.

**મુંબાઈના ઈન્ડીયન મેડીકલ ડીપાર્ટમેન્ટના સરજન ડી. એન. પારેખ** જણાવે છે કેઃ—આનાં ફળોના સુકા ઠળીઆનું ચૂર્ણ બનાવીને જો મધુપ્રમેહને માટે વાપરવામા આવે છે તો તે પેશાબમાં આવતી સાકરના જથ્થાને ઘણી ઝડપથી અને ચોકસપણે અટકાવે છે, અને કેટલાએક કેસોમાં તો સદાને માટે સાકર પડતી બંધ કરી દે છે.

**મદ્રાસના સરજ્યન ડબલ્યુ, એફ, થોમ્સન** જણાવે છે કેઃ—આનાં બીયાંના ચૂર્ણમાં ઝેરકોચલાંનું ઝેર નાબુદ કરવાનો અદ્ભુત ગુણ રહેલો હેવાથી તે ભૂકી ૧૬૦ ઘઉંભાર જેટલી આપવાથી સદરહુ ઝેર ગમે તેવું ચડ્યું હોય તોપણ એકદમ ઉતરી જાય છે.

**હજારીબાગ-બજાર ડીસ્પેનસરીના ડૉક્ટર નારાયણ મીસર** લખે છે કેઃ—આનાં પાકાં ફળોમાંથી સરકો બનાવવામાં આવે છે, જેને દેશી વૈદ્યો હોજરીને શક્તિ આપનાર તરીકે ઘણો વાપરે છે અને વધી ગયેલી બરોળના માટે પણ ઘણો ઉપયોગી હોઈ તે એકાદ બે ન્હાના ચમચા જેટલો આપવામાં આવે છે.

**શાહજહાંનપોરના સીવીલ સરજ્યન જોન મેકોનકી એમ. ડી.** જણાવે છે કેઃ—આ મધુપ્રમેહમાં વપરાય છે, તેમજ બરોળની વૃદ્ધિમાં પણ વાપરવામાં આવે છે.

**રાજશચીનો સીવીલ સરજ્યન એનસ્લી જણાવે છે** કે:—એની અંતરછાલનો ઉકાળો મરડા અને અતિસારના દરદમાં કેટલાંએક દીપન પાચન ઔષધો જેવાં કે તજ, એલચી, જાયફળ વિગેરેના સાથે મેળવીને પુષ્કળ પ્રમાણમાં વપરાય છે.

**જગન્નાથપુરીના સીવીલ સરજ્યન બંકે બિહારી ગુપ્તે જણાવે છે** કે:—લાંબા સમય સુધી પારાની દવાનું સેવન કરવાથી કે બીજા કોઈ પણ કારણથી દાંતની પેઢીઓ સુઝી જઈ તેમાં અત્યંત પીડા થતી હોય અને પુષ્કળ પ્રમાણમાં લાળ પડતી હોય ત્યારે એની છાલનો ઉકાળો કોગળા કરવાના કાર્યમાં વપરાય છે અને તેથી સંતોષકારક પરીણામ આવે છે.

**કવિરાજ વિનોદચંદ્ર સેન** જણાવે છે કે:—કાચા લોઢાનો કંઇક ભાગ ખાવામાં આવ્યો હોય કિંવા પેટમાં વાળ ગયા હોય તો તેની પીડા થાય નહિ. એટલા માટે તાબડતોબ જાંબાનાં ફળ ખાવાં અથવા જો તે ન મળી શકે તો પાંદડાંનો રસ પીવો કે જેથી લોઢાની ભસ્મ અને વાળનું પાણી થઇ ઝાડા વાટે નીકળી જશે.

---

## તાડ.

**સં.** તાલ, સ્થૂલતાલ, **હિં.** તાડ, **બં.** તાલ, શ્રીતાલ, **મ.** તાડ, **ફા.** તાલ, **તા.** પનમ, **ઇં.** Palmyra Palm. **લે.** **Borassus flabellifer.**

**વિવરણ**—તાડનાં ઝાડો ઘણાં ઊંચાં અને સીધાં થતાં હોઈ તે સર્વ ઠેકાણે પ્રસિદ્ધ હોવાથી વિશેષ: ઓળખાણ આપવાની જરૂર નથી.

ઉપયોગ—દેશી વૈદ્યકશાસ્ત્ર પ્રમાણે તેનો વિશેષ ઉપયોગ થતો જોવામાં આવતો નથી, પરંતુ જડીબુટ્ટીઓ જાણનારાઓમાં તો કેટલાંએક દરદો માટે તે ખાસ ઔષધ ગણવામાં આવે છે. રસરત્નાકર ગ્રંથના કર્તા સિદ્ધ નિત્યનાથ સ્વામિ જણાવે છે કેઃ—

**ताल पुष्प भवः क्षारः सगुडः प्लीहनाशनः ॥**

તાડનાં સુકાં ફુલોને બાળી રાખ કરી તે રાખમાંથી અઘેડામાંથી કાઢવામાં આવે છે તે રીતે ખાર કાઢીને ગોળ સાથે આપવાથી બરોળનું દરદ નાબુદ થાય છે.

આ ઝાડને જ્યારે ફુલ આવે છે ત્યારે પુષ્પ ધારણ કરનારી શાખાઓનો ઝમરો ઝુમરની માફક બહાર આવી પ્રસરી રહે છે તે "તાડની જટા" ના નામે ઓળખાય છે. આ જટાને બાળીને કરવામાં આવેલી રાખ જઠરાગ્નિની વિકૃતિથી થનારાં દરદો માટે રામબાણ ઉપાય છે એવું અનેક સાધુ, સન્યાસીઓનું માનવું છે, એટલુંજ નહિ પરંતુ અમારા અનુભવવામાં પણ આવ્યું છે. વળી આ વાતને પુષ્ટિ આપે એવો એક લેખ પણ **"अनूभूत प्रयोग रत्नमाला"** નામે ગ્રંથમાં વાંચવામાં આવ્યો છે. એ લેખની મતલબ એવી છે કેઃ—

**ताळ गाछेर जटा शुष्क करिया खण्डखण्ड पूर्व्वक भाण्ड मध्ये रक्षा ओ विशेष रुपे आच्छादन पूर्व्वक वस्त्रखण्ड ओकर्दमादिद्वारा मुख अवरोध पूर्व्वक वृहत् गहरे घसि, घुँटे ओ तुषद्वारा अग्निर आयोजनकरिया ताहार मध्ये ए भाण्डरक्षापूर्व्वक ताळ जटा भस्म करिते हईबे।**

एईरूपे तालजटाभस्मीभूत हइले चूर्ण करिया परिष्कार सूक्ष्म वस्त्र खण्डि छाकिया शिशिमध्ये संस्थापन हईवे.

ईहा २ रति हइते ६ रति पर्य्यन्त ग्रहण करिया प्रातःकाले ओ सायंकाले दिवसे २ वार मुखे फेलिया वासि जलद्वारा गलाधः करण करिले अजीर्ण दोष, अम्लदोष, अम्लशूल, अम्लपीत, ग्रहणीईत्यादि बहुविध जठररोग मात्र आरोग्य हईया थाके.

તાડની જટા લાવી તેને સુકાવા દેઈ ટુકડા કરી એક માટીની હાંલ્લીમાં ભરી તે હાંલ્લીના મ્હોડા ઉપર ઢાંકણી ઢાંકી આખી હાંલ્લી ઉપર કાપડમાટી કરવી. જ્યારે કાપડમાટી બરાબર રીતે સુકાઈ જાય ત્યારે એક ખાડો ખોદી તેમાં ઘાસ, છાણું, ડાંગરનાં ફોતરાં વિગેરે ભરી તેમાં હાંલ્લી મૂકી અગ્નિ સળગાવવો, જેથી હાંલ્લીની અંદર રાખવામાં આવેલી તાડની જટા ભસ્મીભૂત થશે, જે અગ્નિ શાન્ત થયે કાઢી લેવી. અને તેને સારી પેઠે ખરલ કરીને ચોખ્ખા ઝીણા કપડાથી ચાળીને શીશીમાં ભરી રાખવી.

દરરોજ સવારના તેમજ સાંઝે એમ દિવસમાં બે વખત દરેક સમયે બેથી છ રતી જેટલી આ ભસ્મ લેઈ મ્હોડામાં નાંખી વાસી જળ સાથે ઊતારી જવી. આ પ્રમાણે અનુસરવાથી અજીર્ણ દોષ, અમ્લદોષ એટલે ખોરાક બરાબર રીતે પાચન ન થતાં ખટાણુ ઉત્પન્ન

થઈ તેને લીધે આવતા ખાટા ઘચરકા, ખાટી ઊલટી, છાતીની બળત્રા, ખોરાક ખાધા પછી આવતુ શૂળ, અમ્લપીત્ત, ગ્રહણી–ડીસપેપ્સીયા વિગેરે અનેક જાતના જઠરસબંધિ રોગ માત્ર નાબુદ થાય છે.

હોજરીમાં ઊત્પન્ન થતા ખટાણુ માટે જેવી રીતે " તાડ જટા-ભસ્મ " ઉપયોગી છે, તેવીજ રીતે નાળીએરની ભસ્મ પણ ઊત્તમ કાર્ય કરે છે, કારણુ નાળીએર પણ તાડનીજ એક જાત હોવાથી તેમાં પણ તાડનાજ જેવા ગુણો સમાએલા છે, અને મોટામાં મોટો ગુણુ એ છે કે તે જ્યારે જોઇએ ત્યારે દરેક સ્થળે મળી શકે છે. આ ભસ્મ બનાવવાનો વિધિ પણુ સદરહુ ગ્રંથમાં બતાવેલો છે અને તે એવી રીતે કઃ—

**झुना नारिकेले एकटि छिद्र करिया नारिकेलेर मध्ये पाँचे तोला आन्दाज सैन्धव लवण प्रवेश कराईते हईवे, सेई छिद्रे सेईमालार टूकूरा आच्छादन करिया कादाद्वारा प्रलेप दिवे एवंरौद्र शुष्क हईले घुंटेर अग्नि ते पोडाईवे। तत्परेउद्धार करिया सेई नालिकेलेर दग्ध शस्य ओ सैन्धव लवन एइ उभयके एकत्र मर्दन करिया काचपात्रे संस्थापन करिवे. तत्परे प्रतिदिन अर्द्ध तोला परिमाणे दिवसे दुई तिनवार सेवन हईले दुई एक सप्ताह मध्ये प्रवल अम्लपीडा ओ निवृत्ति हईया जाय.**

જુનું નાળીએર લેઇ તેમાંથી ડગળી કાઢી એક કાણું પાડી

પછી તે નાળીએરમાં પાંચ રૂા. ભારના આશરે સીંધાલુણનો ભૂકો ભરવો અને પછી તે નાળીએરનું છિદ્ર તેમાંથી કાઢેલી ડગળીવડે બંધ કરી નાળીએર ઉપર કાપડમાટીનો લેપ કરી તડકે સુકવી અડાયાં છાણાંની આટમાં મુકી અગ્નિ આપવો. જ્યારે અગ્નિ શાન્ત થાય ત્યારે તેમાંથી નાળીએરને કાઢી લેઇ તે નાળીએરમાંનું દાઝી ગયેલું ટોપરું અને સિંધાલુણ એ બે ચીજોને સાથે ખરલ કરીને કાચની બાટલીમાં ભરી રાખવું. દરરોજ સવાર, બપોર અને સાંઝ એમ બે, ત્રણ ટાણાં દરેક વખતે ०॥) તોલા જેટલું આ ઔષધ સેવન કરવાથી ચૌદ દિવસની અંદર હોજરીના ખટાણને લીધે થતાં દરદો નાબુદ થઈ જાય છે.

---

## દુધ.

સં. દુગ્ધ, ક્ષીર, પય, પીયૂષ, હિં. દુધ મ. દુધ બં. દુધ ક. હાલુ તે. પાલુ ફા. શીરે અ. લવનુલ ઇં. Milk લા. Lactue.

વિવરણ—ગાય, ભેંસ, બકરી વિગેરેનું દુધ એ દરેક મનુષ્યની દરરોજની ખોરાકની વસ્તુ હોવાથી તે સર્વ સ્થળે પ્રસિદ્ધ છે.

ગુણ ધર્મ અને ઉપયોગ—સમસ્ત વિશ્વ મંડળના નિપુણમાં નિપુણ રસાયન શાસ્ત્રીઓનો એવો અભિપ્રાય છે કે આ સૃષ્ટિમાં સારામાં સારી જેટલી ખોરાકની વસ્તુઓ છે. તે બધીમાં દુધ એ સર્વોત્તમ ચીજ છે, કેમકે દુધની 'અંદર પોષણનાં બધી જાતનાં તત્ત્વો રહેલાં હોઇ વળી તે એવી સ્થિતિમાં સમાએલાં છે કે જેને બીજો કોઈ પણ જાતનો ખોરાક પચી શકવાની આશા ન હોય તેવી પ્રકૃ-

તિનાં પ્રાણીઓને પણ તે માફક આવે છે. આ કારણને લેઇને તરતનાં જન્મેલાં બાળકો કે જેઓને બીજો કોઇ પણ ખોરાક આપી શકાતો નથી તેને પણ યોગ્ય પ્રમાણમાં દુધ આપી શકાય છે. આ સિવાય વળી હરકોઈ જાતની બિમારીને લીધે દરદી જ્યારે એવું અશક્ત થઇ જાય છે કે તે બીજો કોઇ પણ જાતનો ખોરાક લેઇ શકતું નથી ત્યારે પણ તેનું જીવન ટકાવી રાખવાના ખોરાક તરીકે કેવળ દુધજ ઉપયોગી થઈ પડે છે. આ ઉપરાંત તેમાં વળી અનેક રોગોને દુર કરવાના અદભુત ગુણો પણ રહેલા છે.

દુધમાં આવા ઉત્તમ ગુણો રહેલા છે, એ વાત આજકાલ જાણીતી થયેલી છે એમ નથી; પરંતુ છેક સૃષ્ટિની શરૂઆતથી સર્વેને માહીત છે. જુનામાં જુના આર્ય વૈદ્યક ગ્રંથો દુધના ગુણ દોષોનું વર્ણન કરતાં જણાવે છે કેઃ—

દુધ એ મધુર હોવાથી દરેકને પ્રિય લાગે એવું, સ્નિગ્ધ હોવાથી શરીરમાં ચરબીનો ભાગ પુરનારાવાળું, વાયુ અને પિત્તનો નાશ કર-નારૂં, ઝાડાને સાફ લાવનાર, તત્કાળ વીર્યને ઊત્પન્ન કરનાર, શીતળ, સર્વેને માફક આવે એવું, પ્રાણી માત્રના જીવનનું રક્ષણ કરનારૂં. દેહને પુષ્ટ કરનારૂં, બળકારક, બુદ્ધિ વધારનાર, મૈથુન શક્તિને વધાર નાર, અવસ્થાને કાયમ રાખનાર, આયુષ્ય વધારનાર, અવયવોને સાં-ધનાર, ઓજને વધારવામાં વમન, વિરેચન અને બસ્તિની માફક ગુણ દાયક, તથા જીર્ણજવર, શોષ, મૂર્છા, ભ્રમ, સંગ્રહણી, પાંડુરોગ, દાહ, તરસ, હૃદય રોગ, શૂળ, ઊદાવર્ત્ત, ગોળો, બસ્તિરોગ, અર્શ, રક્તપિત્ત, અતિસાર, યોનિરોગ, શ્રમ, ગર્ભસ્રાવ વિગેરે દરદોમાં

હિતકારક છે. વળી બાળક, વૃદ્ધ, તેમજ મૈથુન કરવાથી ક્ષીણ થયેલાં મનુષ્યો એ દરેકને સદૈવ હિતકારી છે. જે મનુષ્ય બળત્રા ઉત્પન્ન કરે તેવા અન્ન પાણીનું સેવન કરે છે તેની દાહની શાન્તિ થવાને માટે ભોજનના મધ્યમાં અવશ્ય દુધ પીવું જોઇએ. માત્ર તરતના આવેલા તાવમાં દુધ માફક ન આવતાં ઝેરની માફક મનુષ્યને મારી નાંખે છે માટે એવી સ્થિતિમાં તેનો ત્યાગ કરવો જોઇએ.

આવી રીતે દુધ સ્વાભાવિક રીતેજ પોષણની એક સર્વોત્તમ વસ્તુ છે તેમ છતાં પણ તેની ઉત્તમતા વિશેષ રીતે વધારવાના અને વળી તેને વિશેષ ગુણકારી બનાવવાના અનેક પ્રયોગો આર્ય વૈદ્યક શાસ્ત્રમાં વર્ણવેલા છે. એ વાતતો સહુ કોઈ જાણેજ છે કે કુદરતનો એવો નિયમ છે કે હરેક જાતનાં દુધ દેનારાં પ્રાણીઓ જે જાતનો ખોરાક થાય છે તેવીજ જાતનો ગુણ તેઓના દુધમાં પણ આવે છે. આમ હોવાથી જુદાં જુદાં કાર્યો માટે તેવાં જાનવરોને જુદી જુદી જાતના ખોરાક ખવડાવીને તેઓના દુધમાં જુદી જુદી જાતના ખાસ ગુણો લાવી શકાય છે. જે ગાયને માત્ર ઘાસજ ખવડાવવામાં આવતું હોય તેના કરતાં કપાસ વિગેરે ખાનારી ગાયોનું દુધ વધારે પુષ્ટિકારક હોય છે એ વાત જાણીતી છે, અને વળી કપાસ કરતાં પણ જે ગાયને અડદનાં પાંદડાં ખવડાવવામાં આવતાં હોય તેનું દુધ અત્યંત પુષ્ટિકારક ગુણ ધરાવે એમાં આશ્ચર્ય નથી. કેમકે અડદમાં ધાતુપુષ્ટિનો ખાસ ગુણ રહેલો છે. એ સિવાય વળી વિદારીકંદ કે જે ભોંય-કહોળાં કિંવા પાતાળ કહોળાંના નામે ઓળખાય છે તે જે ગાયને ખવડાવવામાં આવે તેનું દુધ ધાતુપુષ્ટિનો અજબ ગુણ ધરાવે તેમાં કંઇ આશ્ચર્ય નથી, કેમકે વિદારીકંદ સેવન કરનારનું બળ, પરાક્રમ,

કાન્તિ, પુષ્ટિ, વીર્ય અને કામોદ્દીપન શક્તિ દિનપ્રતિદિન વધતી જાય છે એ વાત વૈદકીય ધંધો કરનાર કોઇપણ વૈદબંધુથી અજાણી નથી. ખાસ વિદારીકંદો ખવડાવવાની વાતતો એક બાજુએ રહી પરંતુ કેટલાંએક મનુષ્યો પોતાનાં ઘોડાંઓને માત્ર તેના વેલાજ ખવડાવે છે અને તેથી એકાદ મહીનામાં તે ઘોડાં એવાં હૃષ્ટપુષ્ટ થઈ જાય છે, તેઓમાં એવું બળ અને એવી તેજી આવી જાય છે કે એવું બળ, એવી પુષ્ટિ, એવું તેજ એટલી મુદતમાં બીજા કોઇપણ જાતના ખોરાકથી આવી શકે નહિ. જ્યારે માત્ર વેલા ખાવાથીજ આટલો બધો ફાયદો થાય છે, તો પછી જે ગાયોને ખાસ વિદારીકંદો ખવડાવવામાં આવે તેઓનું દુધ દીવ્ય ગુણવાળું થઈ જાય અને એ દુધનું સેવન કરનારને કોઇપણ જાતની અણગમતા સ્વાદવાળી કડવી, કસેલી દવાઓ ખાધા સિવાય ઊત્તમ બળ, વીર્ય, પુષ્ટિનો લાભ થાય તેમાં કંઇ નવાઈ નથી.

દુધને વધારે ગુણકારી બનાવવાની બીજી પણ અનેક યુક્તિઓ છે, તેમાં આ પણ એક જાણીતી વાત છે કે સવાસો ગાયોને દરરોજ અડદના ઘાસનો કિંવા વિદારીકંદનો ખોરાક ખવડાવવો, અને તેઓનું જે દુધ નીકળે તે બધું પચ્ચીશ ગાયોને પાઇ દેવું. આ પચ્ચીશ ગાયોનું વળી જે દુધ નીકળે તે બીજી પાંચ ગાયોને પાવું અને એ પાંચ ગાયોમાંથી નીકળેલું દુધ એક ગાયને પાવું, અને પછી તે એક ગાયમાંથી જે દુધ નીકળે તે ધાતુક્ષયના દરદીને પાવું. જેથી તેના શરીરમાં એકદમ નવું બળ, નવું ચૈતન્ય, નવું જીવન, નવું વીર્ય આવી થોડાજ સમયમાં શરીર અપૂર્વ રીતે હૃષ્ટપુષ્ટ થશે. આ પ્રયોગ કંઇ ચાલતી આવેલી ગપાષ્ટક વાર્તાઓમાંનો નથી, પરંતુ યોગી, યતિઓ-

માં ચાલતા અનુભવિક શુભ પ્રયોગો માંહેલો છે. વળી મહાત્મા બુદ્ધના જીવનચરિત્રમાં લખાએલો એક લેખ પણ આ વાતને વિશેષ પુષ્ટિ આપે છે. બુદ્ધ ભગવાન જ્યારે ઉગ્ર તપ કરીને અત્યંત ક્ષીણ દેહવાળા થઇ ગયા હતા અને છેક મૃત્યુની અણી ઉપર જઈ પહોચ્યા હતા, તેવા સમયે આવા પ્રકારના દુધમાંથી તૈયાર કરવામાં આવેલી ક્ષીરનો અહાર તેમને મળી જવાથી તેઓનામાં એકદમ નવિન બળ, નવિન જીવન આવી ગયું હતું.

આતો બહુ જાણીતી વાત છેજ કે પ્રાણી માત્રનાં દુઃખો અને દરદો દુર કરવાને માટે કોઇપણ વસ્તુ કરતાં પારો એ સર્વોત્તમ ચીજ છે, જો તેનો યોગ્ય પ્રમાણમાં વિધિસર ઉપયોગ કરવામાં આવે તો તેના જેવી દીવ્ય ફળદાયક અન્ય કોઇપણ વસ્તુ આ જગતમાં મળી શકે તેમ નથી. આર્ય રસાયણ શાસ્ત્રીઓ તો એટલી હદ સુધી પારાના ગુણોનું યશોગાન ગાય છે કેઃ—

हतोहन्तिजरामृत्युमूर्छितोव्याधिघातकः ।
धत्तेचखेगतिंबद्धःकोन्यःसूतात्कृपाकरः ॥
आयुर्द्रविणमारोग्यंवन्हिर्मेधामहद्बलम् ।
रूपयौवनलावण्यंरसोपासनयाभवेत् ॥

મારેલો પારો વૃદ્ધાવસ્થા તેમજ મૃત્યુને હરે છે, મૂર્છિત થયેલો પારો સઘળા દરદોનો નાશ કરનાર છે; અને બદ્ધ થએલો પારો આકાશમાં ગમન કરવાની શકિત આપે છે, જ્યારે આવા દીવ્ય ગુણો સમાએલા છે ત્યારે કહો કે પારા કરતાં કોણ વધારે કૃપાકારક છે.

દીર્ઘ આયુષ્ય, ધન, આરોગ્યતા, જઠરાગ્નિની પ્રબળતા, બુદ્ધિની તીવ્રતા, અત્યંત બળ, સુંદરરૂપ, તરૂણાવસ્થા, અને લાવણ્યતા એ બધું પારાના સેવનથીજ મળી શકે છે. પારાની યથાવિધિ શાસ્ત્રોક્ત દીવ્ય બનાવટો આજકાલ આપણે બનાવી શકતા નથી, તોપણ રસસિંદુર, ચંદ્રોદય વિગેરે જે બનાવટો પ્રચારમાં છે તેઓનાથી મળતા ફાયદાઓના અનુભવ ઉપરથી એટલું તો અનુમાન બાંધી શકીએ છીએ કે શાસ્ત્રોક્ત તમામ ગુણો પારામાં અવસ્ય રહેલા છે.

જો કે પારામાં આવા અજબ ગુણો રહેલા છે, તો પણ જો તેને વિધિસર વાપરવામાં ન આવે તો તેના સેવનથી થતું નુકસાન પણ ગજબ છે; અને તેથી કોઇ પણ જાતની નુકસાનીના ભય શિવાય પારાનું સેવન કરી તેનાથી પ્રાપ્ત થતા દીવ્ય ગુણો મેળવી શકાય તેવી કોઇ પણ રીત શોધી કાઢવામાં આવે તો તે અત્યંત શ્રેયસ્કારક થઇ પડે એમાં કંઇ સંદેહ નથી.

આવી યુક્તિ અનેક વર્ષો પૂર્વે શોધી કાઢવામાં આવેલી છે, પરંતુ લૌકિક વ્યવહારમાં પ્રચલિત ન હોતાં, જોગી, જતીઓમાં ગુરૂ શિષ્ય પરંપરાથી ગુપ્ત રીતે ચાલતી આવે છે, જે એક મહાત્માની કૃપાથી અત્રે પ્રકાશિત કરવાને અમે ભાગ્યશાળી થઇએ છીએ.

એ વાત તો દરેક વૈદ્ય બંધુને સારી પેઠે જાણીતી જ છે કે હિંગળોકની અંદર પુષ્કળ પ્રમાણમાં પારો રહેલો છે, જેથી જે ગુણો પારાના સેવનથી પ્રાપ્ત થાય છે તેવાજ ગુણો હિંગળોકના સેવનથી પણ મળે છે અને મોટો ફાયદો એ થાય છે કે પારાની માફક હિંગળોકને શુદ્ધ કરવાની વિશેષ મહેનત પડતી નથી. આ કારણને લેઇને

જોગી, જતીઓ પારાને બદલે હિંગળોક વાપરવાનું વધારે પસંદ કરે છે અને તે નીચે મુજબ વિધિથી વાપરે છે.

સારો ઊંચી જાતનો હિંગળોકત્રણ તોલા લેઈને તેને ખાટા લીંબુના રસમાં ત્રણ કલાક ઘુંટીને રાખી મૂકતાં જ્યારે રસનો ભાગ સુકાઇ જાય ત્યારે ફરીથી ઘુંટીને સુકવવો. આ પ્રમાણે લીંબુનો રસ, તથા ઘેટીનું દુધ એ દરેકમાં સાત, સાત વખત ઘુંટીને સુકવવાથી હિંગળોક ઔષધ તરીકે વાપરવાને શુદ્ધ થયેલો ગણાય છે, જેથી એ પ્રમાણે હિંગળોક જ્યારે શુદ્ધ થાય ત્યારે તેની સરખા વજનની એટલે દરેક અઢાર ઘઊંભારની એવી ત્રીશ પડીકીઓ કરવી અને પછી દરરોજ એકશેર અડદની ફોતરાં કાઢી નાંખવામાં આવેલી દાળ લેઈ તેને થોડા પાણીથી ભીંજાવીને તેમાં એક પડીકીની અંદરનો હિંગળોક મેળવીને તે દાળ એક દુઝણી બકરીને ખવડાવી દેવી; અને તે પછી બકરીને જંગલમાં ચરવા માટે છોડી મુકવી. હિંગળોકની બધી પડીકીઓ પુરી થતા સુધી એટલે એક મહીના સુધી આ પ્રમાણે કર્યાં કરવું અને દરરોજ તે બકરીનું જે દુધ નીકળે તે સવાર, સાંઝ દોહી લેવું. પરંતુ શરૂઆતના અઠવાડીયામાં તે વાપરવાના ઉપયોગમાં ન લેતાં ફેંકી દેવું. કેમકે ત્યાં સુધીમાં તેના દુધમાં પારાની અસર જોઇએ તેવી આવતી નથી. બરાબર આઠ દિવસ વીત્યાબાદ નવમા દિવસથી તે બકરીનું દુધ ખાવા, પીવાના ઉપયોગમાં લેવું. અથવા તો તે દુધમાં એક તોલો કૌચ બીજનો ભૂકો નાંખી તેની ખીર બનાવીને ખાવી અને તે પચી ગયા બાદ બીજા ખોરાકમાં માત્ર ઘઉંની રોટલી, ભાત, ઘી અને દુધ એટલી ચીજોજ ખાવી. બાકીની સર્વે ચીજો તેમજ મીઠું, મરચું, ખટાશ વિગેરે તમામ જાતના મસાલા બિલકુલ વાપરવા નહિ.

બકરીને હિંગળોક ખવડાવવાનો પ્રયોગ પુરો થયા પછી પણ તેના શરીરમાં આઠ દિવસ સુધી પારાની અસર રહી શકે છે, માટે ત્યાં સુધી તેનું દુધ ખાવા પીવાનું શરૂ રાખવું અને તે બંધ કર્યા પછી પણ એક મહીના સુધી ઉપર બતાવ્યો છે તે સિવાયનો બીજો ખોરાક ખાવો નહિ.

આ પ્રમાણે એક મહીના સુધી સદરહુ દુધ સેવન કરવાનો પ્રયોગ કરવાથી ગમે તેવી નપુંસકતામાં આવી પડેલો પુરૂષ સો સ્ત્રીઓ સાથે વિહાર કરી શકે તેવા પ્રબળ પુરૂષપણાને પ્રાપ્ત થાય છે અને તેનામાં બળ, બુદ્ધિ, તેજ, કાન્તિનો અપૂર્વ વધારો થાય છે. કારણ બકરીને ખવડાવવામાં આવેલા હિંગળોકમાં રહેલા પારાની અસર તેના દુધમાં આવે છે, જેથી પારદ સેવનના જે અપૂર્વ ગુણો છે તે બધા એ દુધના સેવનથી પણ પ્રાપ્ત થાય છે. અને વળી પ્રત્યક્ષ રીતે પારો સેવવાથી જો તે વિધિસર ન સેવાય તો જે નુકસાન થવાનો ભય રહે છે. તેવી જાતનો ભય આવી રીતે પ્રયોગ કરવામાં રહેતો નથી. કારણ કે બકરીને ખવડાવવામાં આવેલો પારો તેના અસલ સ્વરૂપે દુધમાં આવતો નથી, પરંતુ બકરીની જઠરાગ્નિના યોગથી પારાનું પાચન થઇ આપણને બીલકુલ નુકસાન ન કરે તેવા પ્રકારે તૈયાર થયેલું તત્વજ દુધની અંદર મિશ્રણ થાય છે.

ધાતુપુષ્ટિની સિદ્ધિ માટે જેવી રીતે અડદ, વિદારીકંદ, હિંગળોક વિગેરે દ્રવ્યો ગાય, બકરી વિગેરેને ખવડાવવામાં આવે છે, તેવીજ રીતે જુદાં જુદાં દરદોની નિવૃત્તિ માટે તે તે દરદોને નાબુદ કરનારી ચીજો જો તે જાનવરોને ખવડાવવામાં આવે તો અનેક પ્રકારનાં દરદો

અનાયાસે નિવૃત્ત થઇ શકે છે. જે બકરીને કેવળ આકડાનો ચારો આપવામાં આવે તેના દુધથી શ્વાસનું અને જેને કેવળ ડોડીનો ચારો આપવામાં આવે તેના દુધથી ક્ષયનું દરદ નાબુદ થઈ શકે એ વાત સહેજ રીતે હરેકના લક્ષમાં ઉતરી શકે તેવી છે, અને તેથી બુદ્ધિમાન્ પુરૂષો જો દીર્ઘ દૃષ્ટિથી આવા પ્રયોગોનો ઉપયોગ કરશે તો દરદીને દવાના ડોઝ પીવાનો કંટાળો ઉપજાવ્યા સિવાય માત્ર દુગ્ધ પાનથીજ અનેક રોગોને જડમૂળથી ટાળી શકશે તેમાં યત્કિંચિત પણ સંશય નથી.

---

# પપૈયાં.

સં. વાતકુંભ હિં. અંડ ખરબુજા, પોપૈયા, મ. પોપયા બં. પપેયા; અ. આંબા હીન્દી; ગુ. એરંડા કાકડી, ઝાડ ચીભડી, પપૈયું. તે. વોપ્પઈ, ઈં. Papaw લા. Carica papaya

વિવરણ—પપૈયાનાં ઝાડ વિદેશી હોઇ કેટલાંએક વર્ષોથી આ દેશમાં બાગ, બગીચાઓ વિગેરે સ્થળે વાવવામાં આવે છે જેથી સર્વે જગ્યાએ પ્રસિદ્ધ છે. આ ઝાડ બે, ત્રણ માથોડાં ઊંચાં થતાં હોઈ તેનો આકાર એરંડાના છોડવાને મળતો આવે છે, કેમકે તેનાં પાંદડાં એરંડાના જેવાંજ થાય છે. ઝાડ ઉપર લીલાં નાળીએરની માફક જથાબંધ ફળો ઉત્પન્ન થતાં હોઇ તે ફળો નાળીએરની પેઠેજ પાંદડાં નીચે બાઝી રહે છે અને તેઓ પાકે છે ત્યારે સ્વાદિષ્ટ લાગે છે જેથી બજારમાં એક જાતનાં લીલાં ફળો તરીકે વેચાય છે.

**ગુણદોષ અને ઉપયોગ**—આ વૃક્ષો વિદેશી હોવાથી પ્રાચીન વૈદ્યક ગ્રંથોમાં તેના વિષે કંઇપણ હકીકત જોવામાં આવતી નથી, પરંતુ થોડાંક વર્ષો પૂર્વે રચાયેલા " નિઘંટ રત્નાકર " ગ્રંથમાં તેના ગુણદોષ વર્ણવવામાં આવ્યા છે; એ સિવાય તેના ઉપયોગની ખાસ બનાવટ તે ગ્રંથમાં પણ આપવામાં આવી નથી, પરંતુ આજકાલના યુરોપીયન શોધકોને તેમાં કેટલાએક અમૂલ્ય ગુણો અનુભવમાં આવ્યા છે અને તે આ મુજબ છે.

પપૈયાંનો રસ અપચો, અમ્લપીત્ત, પેટની લાંબી મુદતની શરદી અને ખાધા પછી આવતા ખાટા ઓડકાર તથા ખાધા પછી પેટમાં થતા શુળ જેવા દુખવામાં ઘણોજ ગુણકારી છે. તે જેટલા વજનમાં આપવામાં આવે છે તેટલાજ વજનમાં આપવામાં આવેલાં પિપ્સિન કરતાં બસો ઘણી પાચન કરવાની શક્તિ ધરાવે છે. ડૉકટર જ્યોર્જ હર્શલ ૧૮૮૬ ના બ્રિટિશ મેડિકલ જર્નલમાં જણાવે છે કેઃ—તે અપચાનાં વધતાં જતાં ચિન્હો જેવાં કે ખોરાક ઉપર અરૂચિ, ઉંઘનો નાશ અને માથાનો દુખાવો વિગેરેને દુર છે. પેટની બાજુમાં જે ચીકણો પદાર્થ અસાધારણ જથ્થામાં એકઠો થાય છે અને ખોરાકને પચાવવામાં અટકાવ કરે છે તેને ઓગાળી દેવાની આ રસમાં અજબ શક્તિ રહેલી છે. પુખ્ત વયનાં મનુષ્યોનો ખાટા ઓડકાર સાથેનો અપચો કે જેમાં હ્રદયનો દાહ અને પેટનું ચઢવું એ અજીર્ણનાં મુખ્ય ચિન્હો હાજર હોય છે તેમાં આ એક કીંમતી ઇલાજ છે.

જો કે અજીર્ણનાં દરદોને નાબુદ કરવાની પપૈયાંમાં આવી ઉત્તમ શક્તિ રહેલી છે, તો પણ તેને એકલાં વાપરવા કરતાં અજમાના

સંયોગથી બનતા કોઈ ચૂર્ણ સાથે વાપરવામાં આવે તો વિશેષ ફાયદો કરે છે. કારણ કેઃ—"**एकायमानीशतमन्नपाचिका**" "એકલો અજમોજ સો જાતનાં અન્નોને પચાવવાની શક્તિ ધરાવે છે" એ કથનાનુસાર અજીર્ણ, અમ્લપીત્ત, સંગ્રહણી વિગેરે દરદોના ઉપર અજમાનો ઉપયોગ કરવો એ રામબાણ ઇલાજ મનાય છે, તે પાચન શક્તિને વધારી રૂચિ ઉત્પન્ન કરે છે, શરીરમાં ગરમાવો અને ઉત્સાહ આપે છે, આંતરડાંની નબળાઈ તેમજ બેશુદ્ધિને દુર કરે છે, શરીરના બંધારણને સ્ફુર્તિ તથા બળ આપે છે અને તેથી અજમો અને પપૈયાંની એકઠી કરેલી મેળવણી જ્યારે વાપરવામાં આવે છે ત્યારે તે કહોવાણ અટકાવવાનું, દુર્ગંધ દુર કરવાનું અને પાચન શકિત વધારવાનું ઉત્તમ કાર્ય બજાવે છે. વળી તે સ્વાદમાં અતિશય ઉત્તમ હોવાથી આબાલવૃદ્ધ સહુ કોઈ ખુશીથી લેઈ શકે છે. એના સેવનથી જમવાની રૂચિ ઉત્પન્ન થાય છે, ખોરાક સ્વાદિષ્ટ લાગીને ખાધેલું પાચન થાય છે, પેટ સાફ હોવા છતાં પણ અપચો રહેવો, પેટમાં ભારની લાગણી ઉત્પન્ન થવી, ઝાડા થઈ જવા વિગેરે સઘળા ઉપદ્રવો હમેંશના માટે દુર થઈ આરોગ્ય પ્રાપ્ત થાય છે અને શરીર પુષ્ટ બને છે. વળી તેના ઉપયોગથી કૃમિનું દરદ નાશ પામે છે અને તે ફરીથી ઉત્પન્ન થતું નથી, તેમજ કોલેરાના વખતમાં તેનું સેવન કરવાથી એ રોગથી સપડાઇ જવાનો સંભવ રહેતો નથી. બાળકો તેમજ વૃદ્ધ મનુષ્યો કે જેઓની પાચન કરવાની શકિત તદ્દન નાશ પામી હોય છે તેમના માટે પણ આ ઔષધ એક સરખી રીતે ઉપયોગી માલુમ પડેલું છે, તેમજ સારી તનદુરસ્તીવાળાં મનુષ્યો પણ જો તેનું સેવન કરે છે તો તેઓનો જઠરાગ્નિ પ્રબળ થાય છે, ખોરાક વધારે પાચન થાય છે અને શરીરમાં સ્ફુર્તિ માલમ પડે છે.

પપૈયાંનાં ફળોમાંથી દવા તરીકે ઉપયોગી થઇ પડે તેવું એક સત્વ કાઢવામાં આવે છે. આ સત્વ "પપેન"ના નામથી ઓળખાતું હોઈ ઇંગ્રેજી દવાઓ વેચનારા ગાંધીઓના ત્યાં મોંઘી કિંમતે મળી શકે છે. શરીરમાંથી ઘટી ગયેલો પ્રાચન રસ, અને આંતરડાંનો દાહ વિગેરેના માટે આ "પપેન" એક અત્યંત ઉપયોગી ઇલાજ મનાય છે અને "પેપસીન"ના બદલે ઘણા ડૉકટરો તેનો ઉપયોગ કરે છે તો પણ પારીસની કેમિકલ સોસાઇટીના મેમ્બર ડૉકટર નાડર્ક્યુ સાહેબ જણાવે છે કેઃ—

The Juice from the raw fruit is said to be more efficasious in dissolving albumen than pepsin. The raw fruit is scraped longitudinally and the Milky Juice is collected; this is put on a sand bath; after 24 hours or so a dull white powder is left; this is the best preparation for internal use; one or two grains with sugar or Milk after Meals should be given to adults. The tincture does not keep well and is disagreeable to taste; syrup of the powder may be made, if required for children and women. It is most efficacious in dyspepsia.

પેટની બાજુમાં જામી ગયેલો ચીકણા પદાર્થનો થર ઓગાળી નાંખવાને માટે આ દવામાંથી કાઢવામાં આવેલું સત્વ કે જે "પપેન

અથવા તો પેપસીન " ના નામે ઓળખાય છે, તેના કરતાં કાચાં ફળોનો રસ વાપરવો એ વધારે અસરકારક કહેવાય છે. કાચાં ફળો ઉપરની છાલ છોલી કાઢવાથી તેમાંથી જે દુધ જેવો રસ નીકળે છે તેને એકઠો કરવામાં આવે છે અને પછી એક રેતીથી ભરેલું માટીનું વાસણ ચુલે ચઢાવી તે રેતી ઉપર આ રસ ભરેલું વાસણ મુકીને ચુલામાં ધીમો અગ્નિ સળગાવતાં રસનો ભાગ ધીમે ધીમે બળી જઇને ચોવીસ કલાક પછી તે રસ ભરેલા વાસણમાં જે ઝાંખા ધોળારંગનો ભૂકો શેષ રહે છે તે લઇ લેવામાં આવે છે. ખાવાના ઔષધ તરીકે વાપરવાને માટે આ વનસ્પતિની બીજી કોઇ પણ બનાવટ કરતાં આ ઉત્તમ બનાવટ છે અને તે મોટા મનુષ્યને એકથી બે ઘઉંભાર જેટલી લેઈને સાકર અથવા તો દુધ સાથે જમ્યાબાદ આપવી જોઇએ. આ વનસ્પતિમાંથી કાઢવામાં આવેલો ટિંકચર એટલે અર્ક બગડી ગયા સિવાય લાંબી મુદત રહી શકતો નથી તેમજ સ્વાદમાં પણ સારો હોતો નથી માટે તે નિરૂપયોગી છે. પરંતુ બાળકો તેમજ સ્ત્રીઓ કે જેઓ અણગમતા સ્વાદનાં ઔષધો લેઈ શકતાં નથી તેઓના માટે આ ભૂકો યોગ્ય માપમાં ઉમેરીને સાકરનો સ્વાદિષ્ટ શરબત બનાવી શકાય છે. આ ભૂકો તેમજ તેમાંથી બનાવવામાં આવેલો શરબત એ બન્ને અપચાના દરદ માટે અત્યંત ફાયદો કરનારી વસ્તુઓ છે.

આ બધા ઉપરથી જણાશે કે પપૈયાં એ મંદાગ્નિના માટે ઉત્તમ દવા છે અને વળી તેમાંથી કાઢવામાં આવેલું " પપેન " નામનું સત્વ કે જે મોંઘી કિંમતે વેચાય છે તેના કરતાં નાડકર્ણી સાહેબે બતાવેલી રીત મુજબ કાચાં ફળોના દુધ જેવા રસમાંથી બનાવવામાં આવેલો ભૂકો વિશેષ ફાયદાકારક છે. ડોકટર સાહેબો જ્યારે આ ઔ-

પધીનો સ્વતંત્ર રીતે ઉપયોગ કરે છે ત્યારે અજમાના સંયોગ વાળી તેની એક બનાવટ કે જે અમારા અનુભવમાં અત્યંત અકસીર માલમ પડેલી છે તે અત્રે પ્રકટ કરી બીજી કોઇ પણ બનાવટ વાપરતા પહેલાં તેનો અનુભવ લેવાને ભલામણ કરીએ છીએ.

સારો ચોખ્ખો ઉંચી જાતનો અજમો ૬૦ તોલા લેઇ બારીક ખરલ કરી તેમાં સિંધાલુણ, સંચળ, સાંભરલુણ, કાચલુણ અને વડાગરૂં મીઠું એ દરેક ચીજ ચાર, ચાર તોલા મેળવી કાચ કે પત્થરના વાસણમાં નાંખી તેમાં એંશી રૂ. ભાર ખાટા લીંબુનો રસ તથા તેટલોજ આદાનો રસ નાંખી એક મહીનો રાખી મુકવું અને ત્યારબાદ ઉપયોગમાં લેવું. જેનો જઠરાગ્નિ મંદ પડી ગયો હોય તેણે આ ઔષધ દરરોજ ત્રણ, ત્રણ કલાકના અંતરે ૦। તોલા જેટલું લેઈ તેમાં પપૈયામાંથી કાઢવામાં આવેલું "પપેન" નામનું સત્વ અથવા તો ઉપર બતાવ્યા મુજબ વિધિથી કાઢવામાં આવેલો ધોળો ભુકો એક ઘઉંભાર મેળવી સેવન કરવું અને તેના ઉપર હલકો ખોરાક લેવો. બહુ મશાલાદાર ખોરાક ખાવો નહિ. રાત્રે મોડું જમવું નહિ, તેમજ દારૂ જેવા માદક પદાર્થો, ચાહા, તમાકુ વિગેરેનો ત્યાગ કરવો જેથી અજીર્ણનું દરદ જડમૂળથી નાબુદ થશે.

આ ઔષધમાં મંદાગ્નિને નાબુદ કરવા ઉપરાંત બીજા કેટલા એક ગુણો પણ રહેલા છે. વિદેશી લખનારાઓ જણાવે છે કે કાચાં પપૈયાં કાપવાથી તેમાંથી જે દુધ જેવો રસ નીકળે છે તે કૃમિઘ્ન હોવાથી દાદર અને ખરજવા ઉપર ચોપડવાથી તે, તે દરદો નાબુદ થાય છે, એટલુંજ નહિ પરંતુ એ રસ અર્શ તથા આમણ ઉપર ચોપડ-

વાથી તેઓનાં મૂળ બળી જાય છે કે ખરી જાય છે, પરંતુ એ રસ ઉષ્ણ હોવાથી તેના લેપથી અત્યંત બળત્રા થાય છે અને વખતે ફોલ્લા પણ પડે છે. પાકાં ફળો બરોળના દરદમાં ફાયદો કરે છે અને તે એવી રીતે વપરાય છે કે દરરોજ સવાર, સાંઝ પપૈયાં ખાવાં તેમજ તેની પોટીસ બનાવીને પેટે બાંધવી અને ભૂખ લાગે ત્યારે માત્ર દુધ પીનેજ રહેવું, બીજો કોઈ પણ જાતનો ખોરાક લેવો નહિ. વળી એ ફળોને કેટલાએક દિવસો સુધી દરરોજ નિયમિત રીતે સવાર, સાંઝ ખાવામાં આવે તો તે બંધકોશના દરદને દુર કરે છે.

આ બધાં ઉપરાંત વળી તેનાં કાચાં ફળોમાંથી નીકળતો દુધ જેવો રસ એ વીછીંના દંશ માટે રામબાણ ઉપાય મનાય છે અને તેનો ડંખવાળી જગ્યાએ લેપ કરાય છે આ વાતની માહીતિ આપતાં એક ધુરંધર રસાયણ શાસ્ત્રી જણાવે છે કેઃ—It is a certain remedy in cases of scorpion stings; tho seeds are also similarly useful. ( વીંછીના ડંખ માટે આ એક ખાત્રી ભરેલો ઇલાજ છે અને વળી તેનાં બીયાં પણ તેવાંજ ઉપયોગી છે. )



## ફટકડી.

**સં. સ્ફટિકારી, સ્ફટિકા હિં. ફિટકરી મ. તુરટી, ફટકી બં. ફટકિરી ફા. જાક સફેદ, તૈ. પાટીકુરળ, ઈં. Alum, લા. Alumen.**

**વિવરણ**—ફટકડી એ વ્યાપારની ચીજ હોવાથી સર્વ સ્થળે પ્રસિદ્ધ છે જેથી તેની ઓળખાણ આપવાની જરૂર નથી. હિન્દુસ્થાન-

માં કચ્છ, પંજાબ, બિહાર વિગેરે સ્થળોએ તેની બનાવટનાં પુષ્કળ કારખાનાં હોઇ ત્યાંથી આખા દેશમાં મોકલવામાં આવે છે.

**ગુણદોષ**—નિઘંટરત્નાકરમાં જણાવેલું છે કેઃ—" ફટકડી સ્વાદમાં તુરી, તીખી, સ્નિગ્ધ, રંગ આપવાવાળી, પારાને બાંધનારી તથા કોઢ, વ્રણ, પ્રદર, વિષવિકાર, મૂત્રકૃચ્છ્ર, ઊલટી, શોષ, ત્રિદોષ અને પ્રમેહને દુર કરનારી છે.

**ઉપયોગ**—આ ઔષધિમાં વ્રણ વિનાશક ગુણ હોવાથી શરીર ઉપર પડેલાં ચાંદાં, ચાંદીઓ વિગેરે રૂઝવવાને બનાવવામાં આવતા કેટલીએક જાતના મલમોમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે એટલુંજ નહિ પરંતુ છરી, તરવાર, કુહાડો, કોદાળી વિગેરે વાગવાથી ઘા પડી તેમાંથી લોહી નિકળતું હોય તો તેને બારીક વાટી ઘી સાથે મેળવી તેનો લચકો ઘામાં ભરી તેના ઉપર રૂનું પેલ મુકી પાટો બાંધી રાખવાથી તરતજ લોહી નિકળતું બંધ થાય છે અને પાક્યા સિવાય ઘા જલદી રૂઝાઇ જાય છે. કેમકે ફટકડીમાં ગ્રાહી, ચામડીનો સંકોચ કરનાર તેમજ વિષઘ્ન ગુણ હોવાથી ઘાની અંદર બહારના જંતુઓ પ્રવેશી કહોવાણ ઉત્પન્ન કરી શકતા નથી અને ચામડીની કીનારીઓ એક બીજા સાથે જલદી મળી જાય છે. આ પ્રયોગ કરવામાં આવે ત્યારે દરરોજ એક વખત પાટો છોડી રૂના પેલ ઉપર ગરમ કરેલું ઘી સારી પેઠે મુકવું જોઇએ કે જેથી ફટકડી સુકાઈ જાય નહિ.

**આગીઆ અને તણખીઆ પ્રમેહના માટે ફટકડી એ અવ્યર્થ મહૌષધ મનાય છે અને તેનો પ્રમેહનું ઝેર નાબુદ કરવાને ખાવાના ઔષધ તરીકે અને સ્થાનિક પીડાની નિવૃત્તિ માટે પીચકારીના સ્વ-**

ખમાં ઉપયોગ થતો હોઈ તે નીચે મુજબ વિધિથી વપરાય છે.

**પ્રમેહ માટે ખાવાનું ઔષધ**—ઉત્તમ શાહાજીરાનું ચૂર્ણ એક તોલો, નાની ઇલાયચીના દાંણાઓનું ચૂર્ણ એક તોલો, રૂબાર્બ એટલે રેવંચીનું ચૂર્ણ ( પલ્વીસ રીહા ) એક તોલો, સુરોખાર કિંવા જવખાર ૦ાા તોલો, ચણકબાબનું ચૂર્ણ એક તોલો તથા ફુલાવેલી ફટકડી પણ એક તોલો લેઇ તેઓને ચંદનના ચોખ્ખા તેલથી ભીં-જવી સારી પેઠે ખરલ કરી પા, પા, તોલાની ગોળીઓ વાળી રાખવી. જે મનુષ્યને રંડીબાજીથી પરમીયાનું નવિન દરદ થયું હોય તેને દર-રોજ સવાર, સાંઝ એકથી બે ગોળીઓ ખવડાવી તેના ઉપર સાકર નાંખેલું ઠંડુ પાણી પાવું અને ખોરાકમાં કેવળ જવની રોટલી, ઘી અને સાકર એટલી ચીજોજ વાપરવી. આ પ્રમાણે સાત દિવસ ઔ-ષધ સેવન કરવાથી બળત્રા અને અસહ્ય પીડા સાથેનો નવિન પ્રમેહ નિસંદેહ રીતે નાબુદ થાય છે. ગોળી ખાધા પછી તેના ઉપર સાકર નાંખેલું પાણી પીવાના બદલે જો તરતનો કાઢવામાં આવેલો ખજુ-રીના ઝાડનો રસ પીવામાં આવે અથવા તો ખજુરને માટીના કોરા વાસણમાં પાણી સાથે રાત્રે ભીંજવી રાખી સવારના ખજુરને સારી પેઠે ચોળ્યા બાદ તે પાણી ગાળી લેઇને પીવામાં આવે તો વિશેષ જલદી ફાયદો થાય છે. નવા પ્રમેહના દરદ ઉપર આ મુજબ ઔષધ ખાવા આપવું અને જનનેન્દ્રિયમાં ફટકડીના પાણીની પીચકારી મા-રવી. કેટલાએક ડૅાક્ટરો અરજન્ટીનાઇટ્રૂસ, સ્યુગરએડ, મોરથુથુ વિગેરે-ના પાણીની પીચકારીઓ મારે છે પરંતુ તે બધા કરતાં ફટકડીનો ઉપયોગ સર્વોત્તમ છે એવું જણાવતાં ડબ્લીનનો મોરીસ હેનરીકોલીસ નામનો એક વિદ્વાન ડૅાક્ટર કહે છે કેઃ—

**One of the most reliable astrigents for the cure of gonorrhoea is alum; not heroic solution of nitrate of silver etc, which are emiuentaly uncertain and dengerous in their action, but by weak and frequently repeated solutions of alum.**

પ્રમેહનું દરદ નાબુદ કરવાને માટે ખાસ વિશ્વાસ રાખી શકાય એવાં ગ્રાહી ઔષધો પૈકી ફટકડી એ એક સર્વોત્તમ વસ્તુ છે, "પરંતુ અરજન્ટીનાઇટ્રસ એટલે કારી ખાર જેવા અતિ પ્રખ્યાતિને પામેલા રાક્ષસી ઉપાયો એવા સર્વોત્તમ નથી, કેમકે તેઓનું ફળ અત્યંત અચોક્કસ અને વળી ભય ભરેલું છે; પરંતુ જો કોઈ ખાત્રી લાયક ઉપાય હોય તો તે નરમ સ્વરૂપમાં બનાવેલું અને વારેઘડીએ ઉપયોગમાં લીધેલું ફટકડીનું પ્રવાહીજ છે. અને વળી તેને વાપરવાની રીત ઘણી સાદી છે. તરતનું ઊત્પન્ન થયેલું પ્રમેહનું દરદ કે જેમાં પુષ્કળ પ્રમાણમાં અને ઘઊંના દુધ જેવી ચીકણી, જાડી રસી આવતી હોય છે, મૂત્રનળીની કોર લાલ અને સોજાવાળી થઇ ગઈ હોય છે અને તેની અંદર સખ્ત બળત્રા થતી હોય છે ત્યારે જે પ્રવાહી વાપરવામાં આવે તે નરમ સ્વરૂપમાં બનાવેલું હોવું જોઇએં અને વારેઘડીએ વાપરવું જોઈએ. જો દરદ લાંબા વખતનું હોય એટલે જીર્ણ સ્વરૂપ ભોગવતું હોય તો પ્રવાહી સખ્ત બનાવવું જોઇએ અને તેનો અઠવાડીયામાં એકાદ, બે વખતજ ઉપયોગ કરવો જોઈએ.

નવા દરદને માટે દરદીને તેની ઇન્દ્રિ ઉપર એક મોટો લોટો ભરીને ઠંડું પાણી રેડવાને કહેવું અને પછી એક અધોળ પાણીમાં

અડધા ધઊંભાર જેટલી ફટકડી ઓગાળીને તે પાણી સીરીંજમાં એટલે ઈંદ્રિમાં પીચકારી મારવાની જે કાચની પીચકારીઓ આવે છે તેમાં ભરીને તેની ઈન્દ્રિમાં પીચકારી મારવી. આ પ્રમાણે પીચકારી મારવાનું કામ પહેલા દિવસે દર અડધા કલાકને અંતરે વારંવાર શરૂ રાખવું અને તે દરેક વખતે પ્રથમ એક લોટો ઠંડુ પાણી ઇન્દ્રી ઉપર રેડીને પછી પીચકારી લેવી. રાત્રિના સમયે પણ થોડીએક વાર ઊંઘ લેઈને બાકીના બધા સમયમાં આ ક્રિયા ચાલુજ રાખવી. આ સાથે વળી કોઇ મૂત્રરેચક દવા પેટમાં પણ લેવી. (સુરોખાર કિંવા જવખાર બે ભાગ, ચણકબાબ ત્રણભાગ, એલચી ચાર ભાગ, રેવંચી બે ભાગ, સોનાગેરૂ બે ભાગ, કાકડીનાં બીજ એક ભાગ, અનંતમૂળ બે ભાગ, કમળની નાળ બે ભાગ અને ગોખરૂ ત્રણ ભાગ લેઇ તેઓને સાથે ખાંડી ચૂર્ણ કરી પછી એક ભાગ શીલાજીત લેઇ પાણી સાથે ઓગાળી તે પાણી સદરહુ ચૂર્ણમાં નાંખી સારી પેઠે ખરલ કરી આઠ, આઠ વાલની ગોળીઓ કરવી. આ ગોળીઓમાંથી એકાદ, બે ગોળીઓ ખાઇ તેના ઉપર એક શેર દુધ અને તેટલુંજ પાણી ભેગું કરીને પી જવું અથવા તો પાંચ તોલા કાળી દ્રાક્ષને પાણીમાં ભીંજવી સારી પેઠે ચોળીને તે પાણી પી જવું એ ઊત્તમ મૂત્રરેચક છે.) બીજા દિવસે અડધા કલાકના બદલે દર એક કલાકે પીચકારી લેવી અને એક ઔંસ પાણીમાં અડધાના બદલે એક ધઊંભાર ફટકડી નાંખવી. આ પ્રમાણે બરાબર રીતે અડતાળીશ કલાક પ્રયોગ ચાલવાથી જે અત્યંત રસી આવતી હશે તે તદન બંધ પડશે અને વળી બળત્રા, સોજો વિગેરે પણ શાન્ત થઇ જશે. તોપણ પ્રમેહના ઝેરની અસર તદન નાબુદ થવાને માટે આ પ્રયોગ એકાદ બે અઠવાડીયાં અથવાતો યોગ્ય

લાગે તેટલા સમય સુધી જારી રાખવો જોઈએ, પરંતુ અડતાલીશ કલાકનો પ્રયોગ પુરો થયા બાદ ઉપરા છાપરી પીચકારી આપવાની આવશ્યકતા નથી. આઠ ઔંસ એટલે અર્ધો શેર પાણીમાં ત્રીશ ઘઊં-ભાર ફટકડી ઓગાળીને તે પાણીવડે સવાર, બપોર અને સાંઝ એમ દિવસમાં ત્રણ વખત પીચકારી લેવી. અડતાલીશ કલાકના પ્રયોગથી દરદની શાન્તિ થયેલી જોઈને આરોગ્યતા પ્રાપ્ત થઇ ગઈ એમ માની લાંબા સમય સુધી પ્રયોગ ન ચલાવવામાં આવે તો પ્રમેહનું શેષ રહેલું ઝેર સંજીવન થઈ ફરીથી દરદને ઉત્પન્ન કરે છે અને આવી રીતે ઉથલો મારી પેંદા થયેલું દરદ પ્રથમના જેટલી સહેલાઇથી સારૂં થઇ શકતું નથી. Dublin Quarterly journal Feb. 1863 P. 2.

કેટલાએક પ્રતિષ્ઠિત યુનાની હકીમો પોતાના લાંબા સમયના અનુભવથી જણાવે છે કે પીચકારીના ઔષધ તરીકે એકલી ફટકડીનો ઉપયોગ કરવાને બદલે દારૂહળદરમાંથી બનાવેલું રસાંજન એક તોલો, સફેદ કાથો અડધો તોલો અને અફીણ પંદર ઘઊંભાર લેઈ તેઓને એક શેર પાણીમાં છ કલાક ભીંજવી રાખી પછી તે પાણી ગાળી લેઇને તેમાં કપુર, રસકપુર, ફુલાવેલી ફટકડી તથા ફુલાવેલું મોરથુથુ એ દરેક ચીજનો ભૂકો પંદર, પંદર ઘઊંભાર ઉમેરવો અને પછી ઉપયોગમાં લેવું. આ પાણીની પ્રમેહના દરદીની ઇન્દ્રિમાં દિવસમાં ત્રણ વખત પીચકારી મારવાથી એકજ દિવસમાં પ્રમેહની શાન્તિ થાય છે, અર્થાત્ દાહ, સોજો, રસી વિગેરે નાબુદ થાય છે, આ રીતે એકજ દિવસમાં દરદ શાન્ત થયા બાદ તેનું ઝેર શરીરમાંથી નાબુદ થવાને ચૌદ દિવસો સુધી દરરોજ એકાદ, બે વખત પીચકારીનો ઉપયોગ

કરવો અને અંદરના ઔષધ તરીકે બાવળની અંતર છાલના ઉકાળા- ના પાણીને ઘટ્ટ કરીને બનાવેલો કાથો ત્રણ ભાગ, ચણકબાબ બે ભાગ, બંગ ભસ્મ એક ભાગ, ફુલાવેલી ફટકડી એક ભાગ, એલચી દાણા એક ભાગ, અને સાકર આઠ ભાગ એ બધાંના બારીક વસ્ત્ર ગાળ ચૂર્ણને સાથે મેળવી તેમાંથી અડધાથી એક રૂ. ભાર જેટલું ઔષધ લેઈ દશ તોલા ગાયના દુધમાં નાંખીને પીવું. આ ઉપાય પણ ઉત્તમ છે, પરંતુ સદરહુ ડૉકટર સાહેબે બતાવેલા ઉપાય કરતાં વધારે જલદ છે માટે યોગ્ય લાગે તેનો ઉપયોગ કરવો.

ફટકડીમાં વિષે હરગુણ હોવાથી કેટલીએક જાતનાં ઝેરો ઉપર તે ઘણું ઉત્તમ કાર્ય કરે છે. ૦ા તોલો ફટકડી લેઇ તેને વીશ તોલા ઘી સાથે મેળવીને પાઇ દેવી, આ પ્રમાણે દર અડધા કલાકના અંતરે પાંચ, દશ વખત આપવાથી દંશ થયાને ઘણો સમય ન વહી ગયો હોય તેવો સર્પનો દરદી બચી જાય છે, તેમજ એક તોલો ફટકડીને પાંચ તોલા પાણી સાથે ઓગાળી તે પાણી વારંવાર ડંખ ઉપર ચોપડવા- થી તેમજ આંખમાં આંજવાથી વીંછીનું ઝેર નાબુદ થાય છે એ વા- ત તો સહુ કોઇ જાણેજ છે. પરંતુ આ સિવાય વીંછીના ડંખ ઉપર મેલેરીયાથી ઉત્પન્ન થતા તાવ ઉપર તેમજ મરકીના ઉપદ્રવ ઉપર સાધુ સંતો તેનો કેટલીએક વિશેષ રીતોથી ઉપયોગ કરે છે જે રીતો- માંની થોડીએક નીચે મુજબ છે.

ઝાડ ખંડી વૈજનાથ નિવાસી એક બંગાળી મહાત્માનો થોડાંક વર્ષો પૂર્વે સમાગમ થયો હતો. આ મહાત્મા જડીબુટ્ટીઓ સબંધિ સારૂં જ્ઞાન ધરાવતા હોવાથી તેઓની સાથે વાતચિતના સમાગમમાં વીંછીના ઝેર વિષે વિવેચન થતાં તેઓએ જણાવ્યું હતું કેઃ—

**বৃশ্চিক দংশনে কাতর হইছে ফট্কিরির খণ্ড চিমূটা-দ্বারা অগ্নি সিখায় ধারণে গলিয়া উঠি ছেই ক্ষত স্থানে প্রদানমাত্র প্রাণবিয়োগ সদৃশ যাতনা হইছে ও তৎক্ষণাৎ নিবারণ হয়। বারম্বার প্রদানে উপকার ভিন্ন অপকারনাই। ইহাদ্বারা উপবিষমাত্রের যাতনা নিবারণ হইয়া থাকে।**

વીંછી કરડવાથી જે મનુષ્ય અત્યંત પીડા પામતો હોય તેની શાન્તિના માટે ફટકડીનો એક કડકો લેઇને ચીપીઆવડે પકડી દેવતા ઉપર ધરી રાખવાથી જ્યારે તે ફટકડીનો કાંકરો ગરમીવડે ઓગળવા લાગી તેમાંથી રસનાં ટીંપાં પડવા લાગે ત્યારે તરતજ દેવતા ઉપરથી ઊઠાવી લેઇ ડંખવાળી જગ્યાએ ચાંપી દેવો જેથી પ્રાણ જવા જેવી પીડા થતી હશે તોપણ તરતજ આરામ થશે. જો એકાદવાર ચાંપવા-થી પુરતો આરામ ન થાય તો ફરીથી એ મુજબ કરવું અને પુરતી શાન્તિ મળતા સુધી એ ક્રિયા ચાલુ રાખવી. વારંવાર ચાંપવાથી વિ-શેષ ફાયદો થાય છે પરંતુ કોઇપણ જાતનું નુકસાન થતું નથી. આ ઉપાયથી માત્ર વીંછીનું ઝેર નાબુદ થાય છે એટલુંજ નહિ પરંતુ સ-ઘળાં ઉપવિષો એટલે મધમાંખી, ભમરી, કાંડોળ, કુકડમુકડ, તાત્કાળીક થયેલો સર્પદંશ વિગેરેની પીડા પણ દુર થાય છે. મહાત્માના બતાવ્યા બાદ આ પ્રયોગની અમે પણ અનેકવાર અજમાયશ લીધી છે. અને આવા પ્રસંગે કોઇપણ જાતની બીજી દવાદારૂ કિંવા જડીબુટ્ટીની શો-ધખોળ માટે ફાંફાં મારવા કરતાં હમેંશાં ખીસામાં ફટકડીનો એક કાંકરો રાખી મૂકવો અને તેનો પ્રસંગ પડતાં ઉપયોગ કરવો એ વધારે

અનુકુળ જણાયું છે. વળી મહામુશ્કેલીએ મેળવેલી જડીબુટીઓ લાંબો સમય થવાથી જ્યારે ગુણહીન થઇ અલ્પ ફળદાયી થઈ જાય છે ત્યારે આ ઔષધ ખનીજ પદાર્થ હોવાથી કદીપણ ગુણહીન ન થતાં જ્યારે વાપરીએ ત્યારે એક સરખું ફળ આપે છે એ પણ એક મોટો ફાયદો છે.

મેલેરીયા, પ્લેગ વિગેરેની ઝેરી હવાથી આવતા તાવો માટે ફટકડીનો નીચે બતાવ્યા મુજબ રીતે ઉપયોગ કરવાથી ઉત્તમ પરીણામ આવે છે.

લાલ રંગની ફટકડી પાંચ તોલા લેઇને તેને બારીક ખાંડી એક દિવસ કુંવરપાઠાના રસ સાથે ખરલ કરવી અને તે રસ સુકાઇ ગયા બાદ એક દિવસ ભાંગરાના રસમાં ખરલ કરી તેની ટીકડીઓ બનાવી તડકે સુકાવા દેવી. જ્યારે બરાબર સુકાઇ જાય ત્યારે તે ટીકડીઓને એક સરાવલામાં ભરી તેના ઉપર બીજું શરાવલું ઉંધું ઢાંકીને પછી તેના ઉપર ત્રણ વખત કાપડમાટી કરવી. અને તે કાપડમાટી સુકાઇ જાય ત્યારે છશેર અડાયાં છાણાંના વચમાં મુકીને આગ દેવી. અગ્નિ શાંત થઇ જ્યારે સંપુટ બરાબર રીતે શિતળ થઈ જાય ત્યારે તેમાંથી ફટકડીની ભસ્મ કાઢી લેઇ સારી પેઠે ખરલ કરીને એક સુંદર શીશીમાં ભરી રાખવી.

ટાઢ વાઇને આવતા દરેક જાતના મેલેરીયાના તાવ માટે દરરોજ સવારના આ ભસ્મ ૦। તોલા જેટલી લેઈ તેમાં એટલીજ વાટેલી સાકર મેળવીને ફાકી જવી અને તેના ઉપર એક કલાક સુધી પાણી પીવું નહિ તેમજ કોઇપણ જાતનો ખોરાક પણ લેવો નહિ. આ

મુજબ ત્રણ દિવસ કરવાથી રોજીઓ, એકાંતરીઓ, ચોથીઓ વિગેરે દરેક જાતના વિષમજવરો દુર થાય છે.

પ્લેગના દરદ માટે આ ભસ્મ દર બે કલાકના અંતરે દશ ઘઉંભાર જેટલી આપવી અને તેના ઉપર કોઇપણ જાતનો ખોરાક લેવો નહિ તેમજ પાણી પીવું નહિ. જો કોઇપણ જાતનો ખોરાક લેવાની કિંવા પાણી પીવાની જરૂર હોય તો તે દવા લીધાને એક કલાક વીત્યા બાદ આપવું અથવા તો ખોરાક પાણી લેવાને માટે વચમાં એકાદ, બે વખત ઔષધ લેવાનું બંધ રાખવું. રાત્રે પણ દવા આપવાનું કાર્ય બંધ કરવું નહિ અને ગાંઠ ઉપર આસંધનાં મૂળીયાંને પાણી સાથે ઘસીને તેનો દિવસમાં બે, ત્રણ વખત લેપ કરવો. ખોરાક દુધ, ભાત, કાંજી જેવો હલકો આપવો. જેથી શરીરમાં સંચિત થયેલું પ્લેગનું ઝેર નાબુદ થઇ અનેક દરદીઓ બચવા પામે છે.

**સિદ્ધ નાગાર્જુનમતે અનેક ગદહરિ ગુટિકા**—મંત્ર, તંત્ર, વૈદ્યક અને રસાયન વિદ્યામાં પૂર્ણ નિપુણ એવા નાગાર્જુન નામના સિધ્ધે અનેક રોગો ઉપર ઉપયોગી થઈ પડે એવી એક દીવ્ય ગુણપ્રદ અજબ બનાવટની શોધ કરેલી છે, પરંતુ તે વ્યવહારમાં પ્રસિદ્ધ ન હોતાં માત્ર સાધુ, સંતોમાંજ ગુપ્ત રીતે પ્રચારમાં છે. થોડાક સમય પૂર્વે નર્મદા નિવાસી બ્રહ્માનંદ સરસ્વતિ નામના એક સ્વામિની સાથે સમાગમ થતાં તેઓશ્રીએ આ ગોળી બનાવવાની તેમજ વાપરવાની વિધિ પ્રકટ રીતે અર્પણ કરી જગત્ ઉપર મહા ઉપકાર કર્યો છે અને તેથી જનસમૂહના કલ્યાણાર્થે અમે તે વિધિ પ્રકાશ કરીએ છીએ.

ફુલાવેલી ફટકડી, ચોખ્ખો સીલાજીત, સોનામુખીની ભસ્મ, અ-

અભ્રક ભસ્મ, નાગકેસર, ચણકબાલા, ગળો, બંગભસ્મ, ગોખરૂ, હરડે, બહેડાં, આમળાં, ધાવડીનાં ફુલ, પડવાસ એટલે ખીજડાના ઝાડની ડાળીઓ ઉપર બાઝલી રસની ગાંઠો, લોધર, કડા છાલ, વાવડીંગની મીંજો, જેઠીમધ અને ચોખ્ખો ગુગળ એ બધી ચીજો સરખા ભાગે લેઈ તેઓને ખાંડીને કપડા વડે ચાળેલું બારીક ચૂર્ણ લેઈ ચૂર્ણને દેશી બાવળનાં પાંદડાંનો રસ, વેવનો રસ, નરમા કપાસનાં ફુલાં કિંવા પાંદડાંનો રસ, કાસુંદરાનો રસ, ઓડીયા કલ્હારનો રસ, ખાખરાનાં કેસુડાંનો રસ, ડાભનાં મૂળીયાંના ઉકાળાનો રસ, રકતરોહીડાની છાલનો રસ, કાળીપાઢનાં મૂળીયાંનો ઉકાળો, કાચા ઉંબરાનો રસ, આવળનાં ફુલોનો રસ, અરણીનો રસ, અરડુશીનો રસ, સોનાગેરૂ ને પાણીમાં મેળવી ઠરવા દીધાથી ગેરૂનો ભાગ વાસણના તળીએ બેસી જાય ત્યારે ઉપર ઉપરનું ચોખ્ખું નીતારી લીધેલું પાણી, મેંદીનો રસ, વિજ્યાભાંગને પાણી સાથે ખરલ કરી નીચોવી કાઢેલો રસ અને દારૂ હલદરનો ઉકાળો એ દરેકની સાત, સાત, વખત ભાવનાઓ દેવી. ચૂર્ણ બરાબર રીતે પલળી જાય તેટલો રસ નાંખીને ખરલમાં ઘુંટતાં જ્યારે રસનો ભાગ સૂકાઈ જાય ત્યારે એક વખતની ભાવના પુરી થઈ એમ સમજીને બીજી વખતે રસ નાંખીને ઘુંટવું. અને તે પણ સુકાઇ જાય ત્યારે ત્રીજી વખત રસ નાંખવો, આ પ્રમાણે દરેક જાતનો રસ સાત વખત નાંખીને ઘુંટવું તેનું નામ સાત, સાતભાવનાઓ આપી કહેવાય છે. જ્યારે બધી ભાવનાઓ અપાઇ રહે ત્યારે છેવટે એક આખો દિવસ તેને ત્રિફળાં એટલે હરડે, બહેડાં અને આમળાંના ઉકાળાના પાણીથી ઘુંટી પછી તેની સોપારી જેવડી ગોળીઓ વાળી સારી પેઠે સુકાઈ જાય ત્યારે તેઓને એક મજબુત બુચવાળી સુંદર શીશીમાં ભરી રાખવી.

આ ગોળીઓનો જો દેશ, કાળ, બળ, વય વિગેરેનો વિચાર કરીને યોગ્ય અનુપાનથી ઉપયોગ કરવામાં આવે અને દરદને અનુસરતું પથ્ય પાળવામાં આવે તો તે દરેક જાતનાં દરદોને દુર કરે છે એમાં યત્કિંચિત પણ સંશય નથી. આ ઔષધ વાપરવાનાં સિદ્ધ મહાત્માઓમાં અનેક વિધનાં અનુપાનો ચાલે છે, તો પણ તેઓમાં સાર્વજનિક હિતનાં મૂખ્ય મૂખ્ય અનુપાનો આ મુજબ છે.

**પ્રમેહ**—ગળોનો રસ બે તોલા અને ૦। તોલા મધની સાથે આ ગોળી ખાઇ તેના ઉપર આંમળાનો રસ પીવાથી વીશે જાતના પ્રમેહ દુર થાય છે. જો પેશાબમાં ચરબીનો ભાગ જતો હોય તો આ ગોળી કોઠીનાં પાંદડાંનો રસ અને સાકર સાથે લેવી, ધાતુ જતી હોય તો વિદારી કંદનું ચૂર્ણ ૦। તોલો લેઇ દશ તોલા દુધમાં નાંખી તે સાથે લેવી: જો મીઠો પરમીયો થયો હોય અને તેથી પેશાબમાં સાકર જતી હોય તો જાંબાનાં બીજના ૦। તોલા ચૂર્ણ સાથે લેવી અને જો રંડીબાજીમાંથી આ દરદ ઉત્પન્ન થયું હોય તો ગોળી ખાઇને તેના ઉપર ચણકબાબનો ઉકાળો પીવો, વળી જો વિદારીકંદ ના મળે તો જતી ધાતુ રોકવાને માટે વડની અંતરછાલના ઉકાળા સાથે પણ આ ગોળી લેવાય છે.

**રક્તપીત્ત**—આ ગોળી ખાઇ તેના ઉપર એક તોલો અરડુસીનો રસ અને ૦। તોલો હળદર સાથે મેળવીને પીવાથી નાક, મહોં, કાન, ગુદા, લિંગ કે યોનિ દ્વારા પડતું લોહી બંધ થાય છે.

**અર્શ**—ઓડા કલ્હારનો કિંવા ગોરખમુંડીનો રસ બે તોલા લેઇ તેમાં એકત્રીશ મરીયાંનો ભૂકો મેળવી તેની સાથે સેવન કરવાથી છએ

જાતના અર્શનું દરદ નાબુદ થાય છે. આ પ્રયોગ ચાલતો હોય ત્યારે નાગલી દુધેલીનાં પાંદડાં પાંચ તોલા લેઈ તે છાશ સાથે ખાંડીને પછી ઘીથી વધારી સવાર સાંઝ ખાવાથી વ્હેલો ફાયદો થાય છે.

**અતિસાર—આમાતિસાર**—સવાર, બપોર, અને સાંઝે એક ગોળી ખાઇ તેના ઉપર ગાડરીયા ઝેપટાનાં પાંદડાંનો અથવા તો બાવળની કુંણી પાલી એટલે પાંદડાંનો રસ એક અધોળ લેઈ તેમાં એક તોલો સાકર નાંખીને પીવાથી લોહી પડતો ઝાડો, અને મરડો દુર થાય છે.

**કુષ્ટરોગ**—કાસુંદરાનાં પાંદડાંનો રસ ૦। તોલા જેટલો લેઇ તેની સાથે ખાવાથી તેમજ તે રસમાં ધસીને શરીરે ચોપડવાથી ખસ, લુખસ, દાદર, ખરજવું વિગેરે નાબુદ થાય છે.

**ઉપદંશ**—દરરોજ સવાર, સાંઝ ચંબેલીનાં પાંદડાંનો રસ બે તોલા લેઇ તેમાં એક તોલો ગાયનું ઘી અને એક વાલ રાળ મેળવી તેના સાથે ગોળી લેઇ તેના ઉપર અનંત મૂળ એટલે સારસાપરેલાનો ઊકાળો પીવામાં આવે તો ગરમી, વિસ્ફોટક અને ફીરંગ વાથી દરદી મુક્ત થાય છે.

**વિષવિકાર**—દરરોજ સવાર, સાંઝ, એક ગોળી ખાઇ તેના ઉપર અંકોલનાં મૂળીયાંની છાલનો અથવાતો શરપંખાનાં મૂળીઆંનો ઉકાળો પીવામાં આવે તો ગરમી, હડકવા, ઝેરી ઉંદર, સોમલ, વછનાગ, સાપ વિગેરે અનેક જાતનાં વિષોની અસર નાબુદ થાય છે. જો ઝેરનો વેગ તીવ્ર ન હોય પરંતુ ઘણા દિવસથી શરીરમાં સંચિત થઇને

જીર્ણું સ્વરૂપે નડતો હોય તો અંકોલના બદલે કાળા સરસડાની છાલના ઊકાળા સાથે લેવાથી દરેક જાતના ઝેરની જીર્ણું અસર નાબુદ થઈ આરોગ્યતા પ્રાપ્ત થાય છે.

**કાસ**—શ્વાસ, સસણી, કે વરાધના લીધે દરદી અતિશય અમુઝાતો હોય તો એક ગોળી ખાઇ તેના ઉપર વીશેક તોલા ગરમ પાણીમાં ૦ાથી ૦ાા તોલા જેટલું ધોડાવજનું ચૂર્ણ નાંખીને પીવાથી ઊલટીદ્વારા કફ નીકળી જઈ દરદીને આરામ થાય છે. વળી ભોંયરીંગણીનાં મૂળના ઊકાળા સાથે લેવાથી કફની, અરડુસીનાં પાંદડાંનો રસ અને મધ સાથે લેવાથી સસણીની, નગોડનાં પાંદડાંનો રસ અને ઘી સાથે લેવાથી વાયુની, સીતોપલાદિ ચૂર્ણ અને સોનાના વરખ સાથે લેવાથી ક્ષયની અને જેઠીમધના શીરા સાથે લેવાથી પીત્તની ખાંસીને દુર કરે છે. આકડાનાં મૂળીયાંના ઉકાળા સાથે લેવાથી દમ દુર થાય છે. પીંપળાની લાખના ઉકાળા સાથે લેવાથી ઊરક્ષત ક્ષય ટળે છે અને કાસુંદ્રાના રસ સાથે લેવાથી ઊંટાંટીયાનું દરદ નાબુદ થાય છે.

**વિષુચિકા**—ડીંટુ કાપી નાંખેલા એક ભીલામાને પાંચ તોલા ખાટી આમલી સાથે કુટીને તેની સાથે આ ગોળી ખાઇ તેના ઉપર એક રતી કપુર મેળવેલો ડુંગળીનો રસ પીવાથી ભયંકર કોલેરાનું દરદ પણ શાન્ત થાય છે. આંબલી એ ભીલામાનું વારણ હોવાથી ભીલામું આપતાં ડરવું નહિ.

**વાયુ ઉપર**—શુદ્ધ ભીલામાં નંગ વીશ લેઇ સુડીવડે તેનાં ડીટાં કાપી નાંખી બે, બે, ચાર, ચાર ટુકડા કરી પછી તેઓના વજનથી ચારગણા ગાયના ઘી સાથે લોઢાની કઢાઇમાં નાંખી ઉકાળતાં જ્યારે

બીલામાંના કકડાઓમાંથી બધો કસ ઘીમાં આવી જાય ત્યારે નીચે ઉતારી ઘીને ગળી લેવું. આ ઘીનું જે વજન થાય તેના એકવીસ સરખા ભાગ કરી દરરોજ સવારના એક ભાગ લેઈ તેના સાથે ગોળી ખાઈ ઉપર ખોરાકમાં માત્ર સાકર અને ઘી સાથે બનાવેલો ઘઉંનો શીરો ખાવાથી વાયુ અને સરદીનાં તમામ દરદો નાબુદ થાય છે. જેને બીલાસું માફક ન આવતું હોય તેણે આ પ્રયોગ વૈદ્યની સલાહ સિવાય કરવો નહિ.

**તૃષા, દાહ વિગેરે માટે**—આ ગોળી કમળ, કેળ અથવા ઓઠા કલ્હારના રસ સાથે લેવાથી તરસ, દાહ, બળત્રા, ઉનવા, લુ લાગવી, તજાગરમી વિગેરે નાબુદ થાય છે,

**ઉન્માદ, અપસ્માર**—વજ, બ્રાહ્મી અને શંખાવળીના ઉકાળા સાથે અથવાતો સારસ્વત ચૂર્ણ સાથે સેવન કરવાથી દીવાનાપણું, વાઇ અને આંચકી વિગેરે દરદો શાન્ત થાય છે.

**પ્લીહા, યકૃત રોગ**—સવાર સાંઝ એક ગોળી ખાઈ તેના ઉપર શરપંખાનાં મૂળીયાંનું ચૂર્ણ અડધો તોલો લેઇ વીશ તોલા મોળી છાશમાં નાંખીને પીવાથી બરોળ અને કલેજાની વૃદ્ધિ નાબુદ થાય છે. કડુ અને ખડસલીઆના ઊકાળા સાથે લેવાથી કમળાનું દરદ દુર થાય છે, વીકાનાં પાંદડાંના રસ સાથે લેવાથી પાંડુરોગ ટળે છે અને સાટોડીનાં મૂળીયાંના ઉકાળા સાથે લેવાથી સોજાનું દરદ દુર થાય છે. વળી કમળાના દરદ ઉપર ઈંદ્રવારણીનાં મૂળીયાંના ઊકાળા સાથે પણ આપવામાં આવે છે.

**અજીર્ણ, મંદાગ્નિ**—ચીત્રાનાં મૂળીયાંનું ચૂર્ણ ૦। તોલો, હિંગાષ્ટક ચૂર્ણ ૦॥ તોલો, હરડેનું ચૂર્ણ ૦॥ તોલો અને સાજીખાર ૦। તોલો એ બધાં સાથે મેળવી તેમાંથી દર વખતે ૦। થી ૦॥ તોલા જેટલું ચૂર્ણ લેઇ વીશ તોલા મોળી છાશમાં મેળવી તેના સાથે આ ગોળી ખાવાથી મંદાગ્નિ પ્રદીપ્ત થાય છે, અને અજીર્ણ, આફરો વિગેરેની શાન્તિ થાય છે.

જ્વર—ખડસલીયાના ઉકાળા સાથે લેવાથી પીત્તજ્વર, સાતવોણુના ઉકાળા સાથે લેવાથી મેલેરીયાનો તાવ, લીંબડાના ઊકાળા સાથે લેવાથી પ્લેગનો તાવ, આકડાના મૂળના ઉકાળા સાથે લેવાથી ત્રિદોષ, દશમૂળના ઊકાળા સાથે લેવાથી સુવાવડનો જ્વર, ભોંયરીંગણીના ઊકાળા સાથે લેવાથી કફજ્વર, ચરીયાતાના ઊકાળા સાથે લેવાથી જીર્ણજ્વર અને નગોડના ઉકાળા સાથે લેવાથી વાયુનો તાવ દુર થાય છે.

**પ્રદર, રક્ત પ્રદર**—આ ગોળીને જનનેન્દ્રિયમાં પહેરી રાખવાથી સ્ત્રીઓનો પ્રદર એટલે ધોળી ધાતુ જવાનો રોગ, ઉનવા, યોનિભ્રંશ એટલે ડીલનું બહાર નીકળવું તેમજ રક્તપ્રદર એટલે લોહીવા જલદી નાબુદ થાય છે. પ્રદરના દરદમાં ગોળી પહેરી રાખવી તેમજ આસોપાલવની અંતરછાલના ઉકાળા સાથે સવાર, સાંઝ સેવન પણ કરવી. વળી માસિકઋતુ પ્રાપ્ત થવાના ચાર દિવસોમાં ગોળી જનનેન્દ્રિયમાં પહેરી રાખવી તેમજ સવાર, સાંઝ એક એક ગોળી ખાઇ તેના ઉપર બોડીઆ કલ્હારનો અથવા તો કપાસનાં પાંદડાંનો ચાર તોલા રસ ખાંડ નાંખીને પીવો તેથી અટકાવ આવતો બંધ થાય છે.

ધાતુપુષ્ટિ—સવાર, સાંઝ એક ગોળી ખાઈ તેના ઉપર તુળસીનાં બીજનું ૦। તોલો ચૂર્ણ લેઈ ખજુર સાથે મેળવીને ખાવું જેથી નબળી પડેલી રતિશક્તિ સતેજ થાય છે. વળી એક શેર જુનાં વાવડીંગ લેઈ તેને ભરડી નાંખવાથી જે મીંજો નિકળે તે મીંજોની બરાબર જેઠીમધનાં મૂળ લેઇ સાથે ખાંડીને ચૂર્ણ કરવું. આ ચૂર્ણ પહેલા અઠવાડીયે દરરોજ સવાર, સાંઝ ૦। તોલા જેટલું, બીજા અઠવાડીયે ૦॥ તોલો, ત્રીજા અઠવાડીયે ૦॥। તોલો અને ચોથા અઠવાડીયેથી હમેંશાં એક તોલા જેટલું લેઇ તેની સાથે આ ગોળી લેવી અને તેની ઉપર આમળાં તથા મગનો ઉકાળો બનાવીને પીવો. ખોરાકમાં માત્ર દુધ, ભાતજ વાપરવાં. આ પ્રમાણે ચાર, છ મહીનાના પ્રયોગથી નિર્બળતા દુર થાય છે. બળ, બુદ્ધિ અને કાન્તિમાં વધારો થાય છે, તરૂણતા પ્રાપ્ત થાય છે અને રોગ માત્ર હણાઇ જાય છે.

નર્મદાનિવાસી મહાત્માએ બતાવેલાં અનુપાનો ઉપર મુજબ છે, છતાં વૈદ્યોને યોગ્ય લાગે તો દરદીની પ્રકૃતિનો વિચાર કરીને તેમાં ઘટતો ફેરફાર કરવો. આ ગોળીઓનો અમે પણ કેટલાંએક દરદોમાં અનુભવ લીધો છે અને સ્ત્રીઓનું શ્વેત પ્રદર, રક્ત પ્રદર, પ્રમેહ, લોહી પડતા અર્શ, રક્તપિત્ત, લોહી પડતો મરડો, બળત્રાવાળો પ્રમેહ, તરસ, લુ લાગવી, દાહ, કમળો વિગેરે દરદોમાં તેનો ગુણ અકસીર માલમ પડયો છે. તોપણ હજુ વિશેષ અનુભવની જરૂર છે અને તેથી જો દરેક વાંચકબંધુ તેની અજમાયશ લેઇ પોતપોતાનો અનુભવ જણાવશે તો આ પુસ્તકની બીજી આવૃત્તિમાં તે પ્રગટ કરવામાં આવશે.

---

# બહુફળી.

**સં.** ચંચુ, મહાચંચુ, **હિં.** કોસ્ટ, પાત, બહુફળી, **મ.** લઘુ-ચુંચ, થેરચુંચ, બહુફળી, **બં.** ચેચકો **ગુ.** છુંછ, ઝીણી છુંછ, બહુ-ફળી, **લા.** Corchorus acuta ugulus.

**વિવરણ**—બહુફળીના છોડવા ચોમાસે ઘણા ઉગી આવે છે, અને તેમાં બેઠી બહુફળી, મોટી બહુફળી, ઝીણી બહુફળી વિગેરે ઘણી જાતો થાય છે, પરંતુ તે બધી જાતોના ગુણો લગભગ એક સરખા-જ હોવાથી ફાવે તે જાત વાપરવાને વાંધો નથી, તોપણ ઔષધ ત-રીકે એની એક જાત કે જે છ ધારી છુંછ અથવાતો બહુ ફળીના નામે ઓળખાય છે તે વિશેષ વપરાય છે. આ જાતના છોડવા એક-થી બે ફીટ જેટલા ઊંચા થતા હોઇ તેમાંથી કેટલીએક શાખાઓ નીકળી ઘાસ કે જમીન ઉપર પસરાએલી હોય છે. પાંદડાં આંતરે આવેલાં હોઇ તે બેથી ત્રણ ઇંચિ લાંબાં અને ૦ાથી દોઢ ઇંચિ પહોળાં હોય છે અને તેની કોર ઉપર દાંતા જેવી કાંગરી હોય છે. પાનની ડીટડી ૦ાથી ૧। ઇચ જેટલી લાંબી હોઇ તેના ઉપર લાંબા વાળની રૂંછાળ હોય છે તેમજ પાનની બન્ને બાજુ ઉપર પણ આછી રૂંછાળ આવેલી હોય છે. ડીટડીના મથાળેથી ત્રણથી પાંચ નસો નીકળી પા-નમાં ગયેલી હોય છે જેમાંની વચલી ત્રણ નસો જરા જાડી અને બાજુની બે ઝીણી હોય છે. પાંદડાંનો સ્વાદ ચીકણો અને જરા કડ-વાશ લેતો હોય છે. ફુલો પીળા રંગનાં અને શીંગો છ ધારોવાળી હોઈ તેઓના મથાળે બે વિભાગવાળી ત્રણ અણીઓ હોય છે.

**ગુણદોષ અને ઉપયોગ**—આર્ય વૈદ્યકમાં બહુફળીને તીખી,

ગરમ, તુરી, ઝાડાને રોકનારી, ગોળો, શૂળ, ઊદરરોગ, અને અર્શને હરનારી તેમજ વિષનો નાશ કરનારી માનવામાં આવેલી છે. પરંતુ જડીબુટ્ટીઓનો શોધ કરનારાઓને તેમાં ધાતુપુષ્ટીનો અજબ ગુણ માલમ પડવાથી એ કાર્ય માટે તેઓ તેનો વિશેષ ઉપયોગ કરે છે અને તેનું પરીણામ પણ ઘણું સંતોષકારક આવે છે. કારણ ધાતુ ક્ષીણતાને લીધે આવેલી નબળાઈ, કમર અને પગની પીંડીઓમાં થતું કળતર, માથાનું ચક્કર, આંખની ઝાંખ, હાથપગનાં તળીયાંની બળત્રા, ત્વચા ગરમી ઉત્પન્ન થઈ તેના લીધે ચામડીનું ફાટવું, મોઢાનો શોષ, છાતીનો ધબકારો, આખા શરીરનો લુલવાટો, કામકાજ કરવામાં ઉત્પન્ન થયેલો કંટાળો, સ્મરણશક્તિનો નાશ, કાયરતા ચીડીયો સ્વભાવ, પેશાબ કે સ્વપ્નામાં ધાતુનું જવું વિગેરે જે, જે ઉપદ્રવો થાય છે તે બધા આ ઔષધિના સેવનથી દુર થઈ ધાતુનો વધારો થાય છે, શરીર પુષ્ટ થાય છે અને ઈન્દ્રિયોમાં નવિન બળ પ્રાપ્ત થાય છે.

આ ઔષધિ વાપરવાની સાધારણ રીત એવી છે કે બહુફળીના તાજા છોડવાને પાણી સાથે ખરલ કરી નીચોવી લેતાં જે ચીકણો રસ નીકળે તે એક અધોળના આશરે લેઇ તેમાં એક રૂા. ભાર સાકર અને એકાદ, બે વાલ લીંડીપીપરનું ચૂર્ણ નાંખીને દરરોજ સવારના પીવો. અને આ મુજબ સાંઝે પણ કરવું. જો લીલી બહુફળી ના મળે તો સુકી બહુફળીને ખાંડી ખોખરી કરી પાણી સાથે એકાદ, બે કલાક ભીંજવી રાખી પાછી હાથવડે સારી પેઠે ચોળીને તે પાણીને ગળી લેવાથી જે ચીકણો લુવાબ નીકળે તેનો તાજા રસના બદલે ઉપર મુજબ પ્રમાણમાં સાકર અને પીંપરના ચૂર્ણ સાથે ઉપયોગ કરવો.

આ વનસ્પતિઃ જેમ ધાતુપુષ્ટીના માટે વિશેષ વખણાય છે. તે-વીજ રીતે સ્ત્રીઓના પ્રદરના દરદ માટે પણ અકસીર મનાય છે. અને તેનો એ દરદ માટે પણ ઉપર બતાવેલી વિધિ મુજબજ ઉપ-યોગ થાય છે. વળી આ વનસ્પતિમાં ગ્રાહી તેમજ શીતવીર્ય ગુણ રહેલો હોવાથી પ્રમેહના દરદના લીધે થતી પેશાબની બળત્રા તેમજ સંગ્રહણી, અતિસાર અને અર્શના દરદમાં થતી વેદના સમાવવાને માટે પણ વપરાય છે. જુના પ્રમેહના દરદમાં બહુફળીનાં પાંદડાંનો રસ અથવા તો ચૂર્ણ અત્યંત ફાયદો કરે છે અને સંગ્રહણીમાંથી સારા થતા દરદીઓને એના છોડનો ઊકાળો જો લીડીપીંપરના ચૂર્ણ સાથે આપવામાં આવે છે તો વિશેષ માફક આવે છે. એનાં બીજનું ચૂર્ણ સવાર, સાંઝ ૦। તોલા જેટલું લેઇ ઠંડા પાણી સાથે સેવન કરવામાં આવે તો તે ચામડીનાં દરદો, ખસ, ચુંક, પીડ અને ઝેરી ઊંદર ક-રડવાથી શરીરમાં સંચય થયેલા વિષને દુર કરે છે.

બહુફળીમાં ગ્રાહી ગુણ હોવાથી તેનો પ્રયોગ ચાલતો હોય ત્યારે કેટલાંએક મનુષ્યોને મળની કબજીઆત રહે છે. અને તેથી ચેન ન પડતાં ફાયદાને બદલે ઊલટો અવગુણ થતો દષ્ટિએ આવે છે.

આ હરકત દુર થવાને માટે બહુફળીનો પ્રયોગ ચાલતો હોય તે સમયમાં જ્યારે જ્યારે કબજીઅત જેવું જણાય ત્યારે ત્યારે મીંઢીઆ-વળ કે ત્રિફળાંની ફાકી જેવો હલકો જુલાબ લેઈ દસ્ત સાફ ઉતા-રતાં રહેવું.

ધાતુ ક્ષીણતાના દરદ ઉપર એકલી બહુફળી વાપરવાથી પણ જોકે ઉત્તમ પરીણામ આવે છેજ, તો પણ જો તેને તેરાજ ગુણવા-

ળા બીજાં દ્રવ્યો સાથે વાપરવામાં આવે તો વિશેષ ફાયદો થાય છે એવું પૂર્વ કાળમાં થઇ ગયેલા અનંત દેવસુરી નામના મહાન્ જતિ પોતાના "રસ ચિંતામણી" નામના ગ્રંથમાં જણાવે છે અને તેથી આ સ્થળે તેઓનીજ કૃતિનો એક પ્રયોગ જણાવી આ વિષયને સમાપ્ત કરીએ છીએ.

માળવી ગોખરૂ ચાર તોલા, કૌંચનાં બીજની મીંજે આઠ તોલા, લીંડીપીંપર ચાર તોલા, શતાવરીનાં મૂળ ચાર તોલા, વિદારીકંદ એટલે પાતાળ કોળું આઠ તોલા, કાંસકીનાં બીજ આઠ તોલા, આસંધ બાર તોલા, અને તજ, તમાલપત્ર, ઇલાયચી, નાગકેસર, સુકાં આમળાં, લવિંગ, કમળનો કંદ, તાલમખાનાનાં બીજ, ધોળીમુસરી, વાંસકપુર, ગળોનું સત્વ સેંમળાનાં કુણાં મૂળ, તુળસીના બીજ, રતાંજલી ઊંટકંટાનાં બીજ તથા જેઠીમધ એ દરેક ચાર, ચાર તોલા લેઈ તેઓનું ચૂર્ણ કરી સાથે મેળવતાં જેટલું વજન થાય તેથી અડધા ભાગનું એટલે ૫૬ રૂ. ભાર બહુફળીનું ચૂર્ણ ઉમેરી મજબુત બુચ વાળી બાટલીમાં ભરી રાખવું. આ ચૂર્ણ દરરોજ સવાર, સાંઝ ૦। થી ૦।। તોલા જેટલું લેઇ તેમાં તેટલીજ સાકર મેળવીને પછી દશતોલા ગાયના દુધ સાથે પીવાથી ઉત્તમ પ્રકારે વીર્યની વૃદ્ધિ થાય છે. જેઓનું વીર્ય ક્ષીણ થયું હોય કિંવા સુકાઇ ગયું હોય, જેઓને વારંવાર ધાતુસ્રાવ થતો હોય, હાથરસની કુટેવથી જેઓને શિથિલતા આવી હોય કિંવા સમૂળગો કામદેવ ન વ્યાપતો હોય તેઓના માટે આ અકસીર ઔષધ છે, પરંતુ ઇચ્છિત ફાયદો થાય નહિ ત્યાં સુધી એટલે બે, ચાર માસ સુધી તેનુ સેવન કરવું જોઇએ.

આ પ્રયોગ ચાલતો હોય ત્યાં સુધી ખારા, ખાટા તેમજ અત્યંત તીખા કે તેલવાળા પદાર્થોનો ત્યાગ કરવો જોઇએ તેમજ પૂર્ણ બ્રહ્મચર્ય પાળવું જોઇએ.

---

# મોરનાં પીંછાં.

**સં.** મયુર પિંચ્છ, **હિં.** મોરફીપર, **બં.** મયૂર પૂચ્છ. **ઇં.** A Peacock's feather.

**વિવરણ**—મોરનાં પીંછાં એ જાણીતી વસ્તુ છે માટે વધારે વિવેચનની જરૂર નથી.

**ઉપયોગ**—દેશી વૈદ્યોમાં મોર પીંછનો ઔષધ તરીકે વિશેષ ઉપયોગ થતો જોવામાં આવતો નથી, માત્ર કેટલાએક વૈદ્યો પીંછાં બાળીને કરવામાં આવેલી રાખને મધ સાથે મેળવી ઉલટી, હેડકી વિગેરે દરદો ઉપર વાપરે છે અને તેથી ફાયદો થતો જોવામાં આવે છે.

જો કે વૈદ્યોમાં તો આ ચીજ વિશેષ પ્રચારમાં નથી પરંતુ જડીબુટ્ટીઓ જાણનારા સાધુ, સંતોમાં તો તે એક અમૂલ્ય ચીજ ગણાય છે અને તેનો કેટલાંએક દરદો ઉપર રામબાણ ઉપાય તરીકે ઉપયોગ થાય છે. આવા મહાત્માઓ તેનો કીયાં કીયાં દરદો ઉપર કેવી રીતે ઉપયોગ કરે છે તે બધું અમારા જાણવામાં નથી, તો પણ અયોદ્ધા નિવાસી ગોસ્વામિ સરજુદાસ મહારાજની કૃપાથી જે એકાદ બે પ્રયાગો જ્ઞાત થયા છે તે અત્રે આપી આ દિશામાં વિશેષ શોધ

કરવાને વૈદ્ય બંધુઓને ભલામણ કરીએ છીએ.

**સંગ્રહણીનો અકસીર ઈલાજ**—પચ્ચીસ રૂ. ભાર સારા ચોખ્ખા ઘઉં લેઈને તેને આકડાના દુધમાં પલાળી છાંયે સુકવવા, બરાબર સુકાઈ જાય ત્યારે ફરીથી પલાળી સુકવવા; એમ સાત વખત ક્યા પછી તે ઘઊંને તાવડીમાં નાંખી ચૂલે ચઢાવી બાળીને રાખ કરવી, ત્યારબાદ મોરનાં પીંછાં ઉપર જે આંખ જેવાં ચાંલ્લા હોય છે તે એકસો લેઇને તેમને બાળીને પણ રાખ કરવી. છુવારી ખારેકો ઊંચી જાતની સાત લેઇને તેની અંદરના ઠળીઆ કાઢી નાંખી તે દરેક ખારેકમાં ફોલેલા લસણની એક, એક કળી તથા એક, એક, વાલ અફીણુ ભરી પછી તેના ઉપર પાણીથી ભીંજવેલા ઘઊંના આટાનો થર ચડાવી કપડમાટી કરીને અડાયાં છાણાંના અંગારાના દેવતામાં મુકવાથી જ્યારે માટી પાકીને લાલચોળ થઇ જાય ત્યારે કાઢી લેઈ ઠંડી થયેથી અંદરના અફીણુ સાથે કુટીને ચૂર્ણ કરવું અને પછી તે ચૂર્ણ, ઘઊંની ખાખ તેમજ મોર પીંછની રાખ એ બધાં એકઠાં મેળવી સારી પેઠે ખરલ કરીને એક બાટલીમાં ભરી રાખવું. દરરોજ સવાર, સાંઝ બે આનીભાર જેટલા માપમાં આ ઔષધ ઠંડા પાણી સાથે લેવું અને ખોરાકમાં કેવળ દુધ પીને રહેવું અથવા તો દુધ ભાત ખાવાં જેથી ભયંકર સંગ્રહણી, મરડો વિગેરે નાબુદ થાય છે.

મોરનાં પીંછાંની અંદર ત્રાંબુ રહેલું હોઈ તે આપણી વપરાશ-માં આવતા ત્રાંબા કરતાં સૌમ્ય છે અને તેથી ઝાડો, મરડો, સંગ્રહ-ણી, ગુલ્મ વિગેરે ઉદરના રોગોની જીર્ણાવસ્થામાં જ્યારે ચાલતું ત્રાંબુ ઉગ્ર પડે છે ત્યારે આ પ્રયોગ સંપૂર્ણ રીતે માફક આવે છે.

**શ્વાસના દરદ માટે ઉત્કૃષ્ટ ઉપાય**—રસસિંદુર ૧ ભાગ, શુદ્ધ ગંધક ૧ ભાગ, શાહુડીનાં સીશોળીયાંને બાળીને કરેલી રાખ એક ભાગ, મોરનાં પીંછાની રાખ એક ભાગ, અને કાળા કાસુંદરાનાં બીજનું ચૂર્ણ બે ભાગ લેઇ જુના ઘી સાથે ખરલ કરીને ચાર, ભાર રતીની ગોળીઓ વાળવી અને તેમાંથી સવાર, સાંઝ એક ગોળી ગરમ પાણી સાથે લેવી જેથી શ્વાસનું દરદ નિર્મૂળ થાય છે.

મોર પીંછમાં ત્રાંબાનો ભાગ રહેલો છે અને ત્રાંબુ શ્વાસના દરદ ઉપર હિતકારક છે એ વાત વૈદ્યાથી અજાણી નથી, વળી વૈદ્યોએ બનાવેલી તામ્રભસ્મ જો યથા વિધિ ન બની હોય કિંવા યોગ્ય પથ્યથી ન સેવવામાં આવે તો ફાયદાને બદલે અત્યંત નુકશાન કરે છે ત્યારે મોર પીંછમાં રહેલું ત્રાંબાનું સત્વ કોઈ પણ જાતનો ઉપદ્રવ ન કરતાં દરદને નાબુદ કરેછે . એ પણ એક કુદરતની અજબ બલિહારી છે.

જેવી રીતે મોરના પીંછાંમાં શ્વાસનું દરદ નાબુદ કરવાને ગુણ રહેલો છે તેવીજ રીતે તેના પગમાં પણ રહેલો છે અને તેથીજ વાગ્ભટ પોતાના અષ્ટાંગ હૃદય ગ્રંથમાં ખાંસીના અનેક ઉપાયો બતાવવાની સાથે એમ પણ જણાવે છે કે:—

**श्वासकासहराबर्हि पादौ वा मधुसर्पिषा ॥**

અથવા મોરના પગને બાળીને કરેલી રાખ મધ અને ઘી સાથે લેવી એ પણ શ્વાસ અને ખાંસીને હરનાર છે. ( મધ અને ઘી એ બે ચીજો સરખા ભાગે લેવાથી એક પ્રકારનું ઝેર ઉત્પન્ન થાય છે, માટે ઓછા વધતા પ્રમાણમાં લેવી. )

**વિષવિનાશક મુદ્રિકા**—મોરનાં પીંછાંને બાળીને કરેલી રાખ-

માં ગોળ, ગુગળ, સફેદ ચણોઠી, ઘી, મધ, અને ટંકણખાર એ ચીજો સરખા ભાગે મેળવી સારી પેઠે ઘુંટી માટીની .સોનું રૂપું ગાળવાની કુલડીમાં નાંખી આ પુસ્તકના બીજા ભાગમાં અળસીયાંના વિષયમાં જણાવ્યું છે તેવી રીતે સત્વ કાઢવાથી અળસીયાંના સત્વની માફક ત્રાંબા જેવું સત્વ નીકળે છે અને તે સત્વની વીંટી કરી ઉપયોગમાં લેવાથી અળસીયાંના સત્વમાંથી બનાવેલી વીંટીની માફક સર્પદંશ વિગેરે ઝેરોને નાબુદ કરવામાં જાદુઇ અસર બતાવે છે. યતિરાજ અનંતદેવ સુરી જણાવે છે કે કાળા મરીયાંના ચૂર્ણને મોરના પીત્તાથી ભાવના દેઇ રાખી મૂકવું. આ ચૂર્ણ વારંવાર સુંઘાડવાથી ગમે તેવા સાપનું ઝેર ઉતરી જાય છે.

મોરનાં પીંછાંનો ભૂકો અને તમાકુ સરખા ભાગે મેળવી ચલમમાં નાંખીને તેનો ધુમાડો પીવાથી વીંછીનું ઝેર ઉતરી જાય છે. વળી મોરપીંછ ખાંડી તેનો ભુકો લેઇ તેમાં સરખા ભાગે ગોળ મેળવી એક, એક વાલની ગોળીઓ વાળવી. આ ગોળીઓ દર છ કલાકે એકથી, બે જેટલી આપવાથી વાળાનો કૃમિ મરણ પામી સુકાઇ જાય છે અને તેથી વાળાનું દરદ જલદી નાબુદ થાય છે.

જેતપુરવાળા આર્ય વૈદ્ય મયારામ સુંદરજી વૈદ્ય કલ્પતરૂ દ્વારા જણાવે છે કેઃ—મોરનું એક આખું પીંછું લેઇ તેની ગોળ કુંડળી બનાવી દેવતાના અંગારા ઉપર મુકી દરદીને પછેડી ઓઢાડી ધુંવાડી આપવી, અને જ્યારે ધુમાડી અપાઇ રહે ત્યારે તે મોરપીંછ બળી જવાથી જે રાખ થઇ હોય તે રાખમાં મરીયાંનો ભૂકો સરખા ભાગે મેળવી એક બાટલીમાં ભરી રાખવું. આ ઔષધ ચાર વાલ જેટલું લેઈ મધમાં ચટાડવાથી બાળકની ભરણી, સસણી, ચડી આવેલો દમ,

ખાંસી, હેડકી, ખેંચતાણ, હિસ્ટીરીયા, અને તેના લીધે આવતા ઓ-ડકાર, કંપ વિગેરે તાબડતોબ નાબુદ થાય છે.

---

## રામેઠા.

સં. દગ્ધા, હિં. રામઠા, મ. રામેઠા, ગુ. રામેઠા, ફ. ફરદ. લા. Lasiosipho neriocephalus.

વિવરણ—એનાં ઝાડવાં કોંકણથી નીલગિરી સુધી દક્ષિણમાં ૭૦૦૦ ફીટની ઊંચાઇ લગણ અને સીલોનમાં ૪૦૦૦ ફીટની ઊંચાઇ સુધીમાં ઉગે છે અને તેથી મહાબળેશ્વર, માથેરાન, ખંડાળાના ઘાટ, લાનોલી, કારલા, ભાજા અને બેડસાની ટેકરીઓમાંની ગુફાઓની આજુબાજુના પ્રદેશમાં સ્થળે, સ્થળે પુષ્કળ પ્રમાણમાં દષ્ટિએ આવે છે, પરંતુ ઉત્તર હિન્દ, ગુજરાત, કાઠિયાવાડ કે કચ્છમાં મુદલે જોવામાં આવતાં નથી. એનાં ઝાડવાં બેથી ૬ ફીટ જેટલાં ઉંચાં વધતાં હોઇ તેમાંથી પાંસરી સોટી જેવી ઘણીએક શાખાઓ નીકળે છે. એ શાખાઓનો રંગ ફીકો રાતો કે જાંબુવો હોઇ તેઓના ઉપર અનિયમિત છાંટણાં તથા કરચલીઓ આવેલી હોય છે. પાંદડાં અનિયમિત અંતરે કીંવા સામસામાં આવેલાં હોઇ તેઓ અખંડિત કોરવાળાં, બેથી ત્રણ ઇંચ લાંબાં અને ૦ાા થી એક ઇંચ જેટલી પહોળાઇનાં લંબગોળ કે ભાલાના જેવા આકારનાં હોય છે. તે તળીયે તેમજ ટેરવે બહુધા સાંકડાં હોય છે અને કોઈ કોઇ પાનાં વખતપર રૂંછાળવાળાં હોય છે. એના ફુલો શાખાઓને છેડે આવત

હોઈ તેઓ સુશોભિત છત્રાકાર ગુચ્છીઓમાં આવેલાં હોય છે. એ ગુચ્છીઓ એકથી બે ઈંચ વ્યાસની હોઇ તેના નીચે ચારે બાજુ રક્ષક પત્રો આવેલાં હોય છે. ફુલોનો રંગ પીળો હોઈ તેની પાંખડીના છેડા ચારથી પાંચ હોય છે, ફુલની નળી સાંકડી હોઇ તેના ઉપર ફીકા ધોળા કે પીળાશ લેતા ધોળા વાળની ગીચોગીચ લાંબી સુવાળી રૂંછાળની પીંછી આવેલી હોય છે. એનાં ફળો સુક્ષ્મ અને સુકાં હોઇ તેઓ ફુલની નળીના તળીએ આવેલાં હોય છે અને તેમાં બટકણુ કવચવાળું એકેક બીજ હોય છે.

ઉપયોગ—આ વનસ્પતિનાં પાંદડાં તેમજ છાલ વિદાહી એટલે સખ્ત બળત્રા કરનાર તેમજ ઝેરી છે અને તેથી જો તે ભૂલથી પણ ચાવવામાં આવે છે તો બહુ વેદના ઊત્પન્ન કરે છે એટલુંજ નહિ પરંતુ જો વિશેષ પ્રમાણમાં ચાવવામાં આવી હોય તો મહોડામાંથી લાળ વહે છે, દાંતના પારા સુજી જઇ પોચા પડી જાય છે અને તેથી દાંત ઢીલા પડી જાય છે અથવા તો પડી પણ જાય છે. એનું લાકડું કિંવા તેની રાખ પણ એવી રીતે દાંતોનો નાશ કરે છે અને તેથી જો કોઈ દાઢ પોલી પડી જઈ વારંવાર દુઃખવા આવી સખ્ત વેદના કરતી હોય તો તે દાઢની અંદર આ વનસ્પતિની છાલને બારીક વાટીને ભરવાથી સદરહુ દાઢ જડમૂળથી ઊખડી જઇ સદાના માટે સુખ થાય છે. આવી રીતે દાંતને પાડી નાંખવામાં જો કે તે ઓપરેશનની કડાકુટ કરાવ્યા વિના પણ શસ્ત્રક્રિયાની માફક જાદુઇ કાર્ય કરે છે, તોપણ તેનો ઉપયોગ કરવામાં ઘણી સાવચેતી રાખવી જોઈએ છે. કારણ જો તે એક કરતાં વધારે દાંતોને લાગે તો તેઓનાં મૂળ પણ ઢીલાં પડી જાય છે અને તેથી માત્ર વેદનાવાળી દાઢમાંજ અને તે

પણ જો પોલી હોય તો તેમાં ભરવાના કાર્યમાંજ આ ઔષધનો ઉપયોગ કરવો. એ સિવાયના દાંતોએ તેને લગાડવાની જરૂર હોય તો પૂર્ણ અનુભવી વૈદ્યની સલાહ સિવાય કોઈ લેભાગુ મનુષ્યે ઉપયોગ કરવો નહિ.

---

## વર્ષાદની ગાવડીયો.

સં. ઈંદ્રગોપ, હિં. બીરબુટી, ગુ. વર્ષાદની ગાવડીઓ, ગોકળ ગાય, ઈં. A snail.

**વિવરણ**—ચોમાસાની શરૂઆતનો પહેલો વર્ષાદ વરસીને ઉઘાડ થતાંની સાથેજ ગામના પાદરમાં, ખેતરોમાં તેમજ આડેવગડે જુઆં જેવડા કદનાં અને મખમલના જેવાં રાતાચોળ જે ગોળ જીવડાં હરતાં ફરતાં જોવામાં આવે છે તે આ નામથી ઓળખાતાં હોઈ સર્વે સ્થળે પ્રસિદ્ધ છે.

આર્ય વૈદ્યકમાં આ પ્રાણીઓના ગુણદોષ સ્પષ્ટ રીતે વર્ણવવામાં આવ્યા નથી, તેથી દેશી વૈદ્યો તેનો ઉપયોગ કરતા નથી, પરંતુ યુનાની હકીમો તેમજ જોગી જતીઓ તેનો અનેક દરદો ઉપર ઉપયોગ કરતા હોવાથી જંગલી લોકો એ પ્રાણીઓને એકઠાં કરી શહેરોમાં વેચવા માટે લેઈ જાય છે અને યુનાની દવાઓ વેચનારા ગાંધીઓ તેને વેચાતાં રાખે છે જેથી જ્યારે જોઈએ ત્યારે તેઓના ત્યાંથી મળી શકે છે.

**ઉપયોગ**—આ પ્રાણીઓનો જોગી, જતીઓ તેમજ હકીમો વિવિધ પ્રકારનાં દરદો માટે વિવિધ રીતે ઉપયોગ કરે છે, જે પૈકી સર્વ માન્ય પ્રયોગો આ મુજબ છે.

**વાતવ્યાધિહર પ્રયોગ**—દરરોજ સવારે તેમજ સાંઝે માલ કાંકણીનાં બીજનું ચૂર્ણ બે આનીભાર તથા જેના બાહ્યાવયવ એટલે પગ વિગેરે ખેરવી નાંખવામાં આવ્યા હોય તેવી એક બીર બુટી લેઈ નાગરવેલના પાનમાં વીંટાળીને આપવાથી પક્ષઘાત, હીસ્ટીરીયા, વાઈ, ઊરૂસ્તંભ, અડદીયો વા, ખલ્લીવાયુ, ચક્રીવાયુ વિગેરે વિવિધ જાતનાં વાયુનાં દરદો નાબુદ થાય છે, તેમજ મગજનું ખાલીપણું, સ્મરણ-શક્તિનું કમી થવું, મૈથુનશક્તિનું મંદ પડવું, ઇચ્છા સિવાય કે ઊંઘમાં પેશાબનું થઈ જવું વિગેરે દરદો ટળી જાય છે.

**બાળકોના ઊદરરોગનું અત્યુત્તમ ઔષધ**—કાળી તુળસીનાં પાંદડાંનો રસ એક તોલો, ભાંગરાનો રસ એક તોલો અને મધ ૦॥ તોલા જેટલું લેઇ એ બધાં સાથે મેળવી તેમાં એક રતીભાર ગો-રોચન અને એકથી ચાર બીરબુટીઓ ઘસી બાળકને પાઇ દેવું. આ પ્રમાણે સાત દિવસ કરવાથી બાળકના પેટમાં રહેલો ભાર, આંચકી, ચુંક, શળ, આફરો વિગેરે દરદો નાબુદ થાય છે. ત્રણેક દિવસ ઔષધ વાપર્યા બાદ જેમ જેમ રોગનું જોર કમી થતું જાય તેમ તેમ ઔષ-ધનું માપ પણ ઓછું કરતા જવું. આ ઔષધ આપવાનું જે માપ બતાવવામાં આવ્યું છે તે ત્રણ ચાર, વર્ષનાં બાળકો માટે છે, અને તેથી નાની ઉમરનાં બાળકોને તેઓની ઉમરના પ્રમાણમાં ઔષધ આ-પવું. છેક નાનાં બાળકોને રૈથી વધારે બીરબુટી આપવી નહિ અને તુળસી તેમજ ભાંગરાનો રસ પણ ઊપરના પ્રમાણમાંજ વાપરવો.

**અશ્મરીભેદક મહૌષધ**—અશ્મરી એટલે પથરીનું દરદ એવું વિકટ છે કે ખાસ શસ્ત્રક્રિયા કરાવ્યા સિવાય તે નાબુદ થઈ શકતું નથી, પરંતુ રસચિંતામણિ ગ્રંથના કર્ત્તા જણાવે છે કેઃ—બીરબુટીને

સુકવી ચૂર્ણ કરીને તે ચૂર્ણ પંદર ધણીભાર જેટલું લેઇ ગોળમાં મેળવીને ખાવા આપવામાં આવે અને તેના ઉપર કળથીનો ઊકાળો પીવામાં આવે તેમજ કેવળ ભાત અને મગનો ખોરાક રાખવામાં આવે તો ગમે તેવી ભયંકર પથરી પણ થોડા દિવસોમાં ઓગળી જાય છે.

આ પ્રમાણે બીરબુટીની અનેક દરદો ઉપર યોજના થાય છે, તોપણ તેનો ખાસ ઉપયોગ તો પુરૂષની જનનેન્દ્રિયની શિથિલ થયેલી નસોને પુનઃ પ્રબળ કરવાને માટે થતો હોવાથી હકીમ લોકો તેના સંયોગથી બનતા અનેક પ્રકારના લેપો, તેલો, અને તીલ્લાઓનો ઉપયોગ કરે છે. આ તીલ્લાઓ, તેલો અને લેપો એટલા બધા પ્રકારનાં છે કે જો તે દરેકનું વર્ણન કરવા બેસીએ તો એક સ્વતંત્ર મહાન્ ગ્રંથ તૈયાર થાય, અને તેથી માત્ર એકાદ, બે પ્રયોગો કે જેઓ અમારા એક હકીમ મિત્રના ખાસ અનુભવના છે તે અત્રે આપી સંતોષ માનીએ છીએ.

**જનનેન્દ્રિયની સુસ્તી વિનાશક લેપ**—બીરબુટી પંદર ધણીભાર, લવિંગ ૬૦ ધણીભાર, જાયફળ નંગ સાત, નાગરવેલનાં પાન નંગ ૧૫, મનુષ્યના કાનનો મેલ ૧૫ ધણીભાર અને કબુતરની હગાર ૬૦ ધણીભાર લેઇને બધાંને પીવાના ઉંચી જાતના વીશ તોલા દારૂ સાથે ઘુંટી તેમાંથી થોડુંએક લેઈને જનનેન્દ્રિયનો આગળનો એટલે કાપા સુધીનો ભાગ છોડીને પછી બધા ભાગ ઉપર લેપ કરવો. આ પ્રમાણે સાત દિવસ કરવું અને જો ફોલ્લીઓ ઉપડી આવે તો માખણ ચોપડવું.

**નપુંસકત્વ નિવારક તેલ**—બીરબુટી, હાથીદાંતનો ચુરો, લ-

વિંગ, જાયફળ, વછનાગ, લાલ ચણોઠી, અને ધોળી ચણોઠીનું ચૂર્ણ, માછલીનું પિત્ત તથા સુવરની ચરબી એ દરેક ચીજ ત્રણ, ત્રણ રૂા. ભાર લેવી, અને સાંઢા નામનાં જાનવરો કે જેઓ ઘોયડા જેવાં થાય છે તે દશ, બાર લાવી તેઓના ટુકડા કરી તેઓના સાથે બધી દવાઓ એક માટીના રીઢા વાસણમાં ભરવી. આ પ્રમાણે તૈયારી કર્યા બાદ જમીનમાં એક ખાડો ખોદી તેમાં એક કાચનો પ્યાલો મુકી પછી દવા ભરેલી હાંલ્લીના તળીએ એક કાણું પાડી તે કાણામાં ઘોડાના વાળનો અથવા તો લોઢાના બારીક તારનો ડુચો મારીને પછી તે ખાડા ઉપર એ હાંલ્લીને એવી રીતે મૂકવી કે તેનો કાણાવાળો ભાગ ખાડામાં મૂકેલા પ્યાલાની ઉપર મધ્યભાગે બરાબર આવી રહે. આ પ્રમાણે હાંલ્લી મૂકી તેના મ્હોડા ઉપર ઢાંકણી ઢાંકી ચીકણી માટીથી ઢાંકણી અને હાંલ્લાની કોરના સાંધાનો ભાગ બંધ કરી તે હાંલ્લાના ફરતાં અડાયાં છાણાં ગોઠવીને અગ્નિ સળગાવવાથી તે હાંલ્લીની અંદર ભરેલી દવાઓનો જે ચુવો ટપકીને નીચે રાખેલા પ્યાલામાં પડે તે અગ્નિ શિતળ થયા બાદ કાઢી લેઈ જનનેન્દ્રિય ઉપર દરરોજ માલીસ કરી ઉપર નાગરવેલનું પાન બાંધવાથી શિથિલ થયેલી નસો બળવાન થઈ પુરૂષત્વ પ્રાપ્ત થાય છે.

"મુજર્રબાત અકબરી" નામે ગ્રંથનો કર્ત્તા જણાવે છે કે:– એક લોઢાની કડછીમાં સાડા ત્રણ તોલા તલનું તેલ રેડી તેમાં ચાર તોલા બીરબુટી નાંખીને દેવતાના અંગારા ઉપર મુકીને સારી પેઠે હલાવતાં જ્યારે બીરબુટી બળીને તેલ સાથે મળી જાય ત્યારે નીચે ઉતારી તે ઔષધને એક શીશીમાં ભરી રાખવું, આ ઔષધ બન્તે પગોના તળીએ સારી પેઠે માલીસ કરીને પછી સ્ત્રી સમાગમ કરવા-

થી વીર્યનું સ્તંભન થાય છે, એટલે જ્યાં સુધી પગનાં તળીઆં ધોઇ નાંખવામાં ન આવે ત્યાં સુધી વીર્ય ખલિત થતું નથી. આવીજ રીતે બીરબુટીને તેલના બદલે ગાયના ઘીમાં તળીને પછી તે ઘીનું જનનેન્દ્રિય ઉપર રતિ પ્રસંગની અગાઊ મર્દન કરવાથી જનનેન્દ્રિય અતિ પ્રબળ રીતે જાગૃત થાય છે..

આ સિવાય વળી બીરબુટીમાં એક અજબ ગુણ જોવામાં આવ્યો છે અને તે એ છે કે તેને ગાયના દુધ સાથે વાટીને સ્ત્રીનાં સ્તનો ઉપર લેપ કરવાથી વૃદ્ધાવસ્થા કે એવાજ બીજા હરકોઇ કારણથી શિથિલ થઇ બેસી ગયેલાં સ્તનો કઠીણ થઇ પાછાં પૂર્વવત્ ઊંચાં ઉપસી આવે છે.

મધ્યકાળના અનેક અનુભવી વૈદ્યોની સહાયતાથી જયપુરના મહારાજાએ "અમૃતસાગર" નામનો જે વિખ્યાત ગ્રંથ રચ્યો છે, તેમાં એવું લખવામાં આવ્યું છે કે શુદ્ધ પારાને બીરબુટી સાથે ત્રણ દિવસ ખરલ કરવામાં આવે તો તેને મુખ એટલે ધાતુ ભક્ષણ કરવાની શક્તિ ઉત્પન્ન થાય છે જેથી તે સોનું, અભ્રકસત્વ વિગેરે સર્વે ધાતુઓને ભક્ષણ કરી જાય છે, છતાં તોલમાં વધતો નથી. પારાને બુભૂક્ષિત એટલે ધાતુઓ ભક્ષણ કરવાની શક્તિવાળો કરવાનું કાર્ય રસગ્રંથોમાં ઘણી કડાકુટવાળી રીતોથી વર્ણવેલું છે, તેના કરતાં જો આ રીતે અલ્પ શ્રમ અને અલ્પ સમયમાંજ મુખ ઉત્પન્ન થતું હોયતો બીરબુટીનું મહાત્મ્ય કંઇ જેવું તેવું ગણાય નહિ. વળી પારો ધાતુઓનું ભક્ષણ કરવા છતાં પણ વજનમાં વધે છે કે નહિ એ વિષે વૈદ્યોમાં મતભેદ હોઇ અનેક વખત વાદવિવાદ ચાલે છે, પરંતુ પ્રત્યક્ષ

પ્રમાણુથી કોઈપણુ તેનો સંતોષકારક નિર્ણુય કરી શક્યું નથી એ પણુ અત્યંત શોચનીય વાત છે; અને તેથી દરેક રસવૈદ્યોએ આ પ્રયોગનો અનુભવ લેઈ પોતપોતાના અભિપ્રાયો પ્રગટ કરવાની સવિનય પ્રાર્થના કરી આ લેખ સમાપ્ત કરીએ છીએ.

---

## વલાનું જીવડું.

આ જીવડાં ચોમાસામાં શ્રાવણ–ભાદરવા માસમાં થતાં હોઇને તેઓ ઘાસની ઉપર રહેતાં માલમ પડે છે, ઘાસના છોડવા ઉપર થુંક કે કફ જેવો સફેદ ફીણુનો પરપોટો ચોંટેલો છેટેથી જોવામાં આવે છે તેની અંદર જો તપાસ કરીએ તો આ જીવડું મળી આવે છે, કેમકે તે જ્યાં આગળ પડી રહે છે ત્યાં આગળ હમેંશાં તેના મ્હોડામાંથી ફીણુ કાઢ્યાં કરે છે. વળી જો તે ઘાસ ભેગું ઢોરના ખાધામાં આવે છે તો તેના લીધે ઢોરને પક્ષઘાત થઈ જાય છે એટલે એકદમ એવું રહી જાય છે કે હાલી કે ચાલી શકતું નથી, ખોરાક પાણી લેઇ શકતું નથી અને કાળું મેંશ થઇ જાય છે. આમ થાય ત્યારે વલો ચઢયો છે એમ કહેવાય છે અને તેના ઉપાય તરીકે મરીયાંનો ભૂકો દુધ સાથે પાવામાં આવે છે જેથી ત્રણુ, ચાર દિવસમાં આરામ થાય છે.

આ જાનવર જો કે આવું ઝેરી છે તોપણુ તે વાઇના દરદ માટે એક અવ્યર્થ રામબાણુ મહૌષધ હોવાથી અનેક જોગી, જતીઓ તેનો ઉપયોગ કરે છે, અને તેનું પરીણામ ઘણું અજબકારક આવે છે. એક મહાત્મા કે જેઓએ આ ઔષધના પ્રયોગથી લગભગ બસો વાઇના દરદીઓ સારા કર્યા હતા તેઓની પાસેથી મહાસુશીબતે સમજવામાં આવેલો આ ઔષધિ વાપરવાનો પ્રયોગ નીચે મુજબ છે.

વલાનું જીવડું જે ઘાસ ઉપર રહેલું જણાય તે ઘાસના છોડવાના થડ સુદ્ધાં સદરહુ જીવડાને વચ્ચોવચ્ચમાંથી પકડીને દબાવવાથી તેના શરીરમાંથી મુખવાટે પુષ્કળ ફીણ નીકળવા માંડશે. અને તેથી જેમ, જેમ ફીણ નીકળતું જાય તેમ તેમ એક બાટલીની અંદર ભરતા જવું, ઘાસના છોડવાને વાંકો વાળી જીવડાવાળો ભાગ બરાબર બાટલીના મ્હોડા ઉપર આવી રહે તેમ રાખીને પછી દબાવવાથી સઘળું ફીણ સહેલાઇથી બાટલીમાં પડશે. અને તેથી એમ કરતાં જ્યારે બાટલી ફીણથી ભરાઈ જાય ત્યારે પછી તેમાં પચ્ચાશ, સો કાળાં મરીયાંના દાણા નાંખી બુચ બંધ કરી તે બાટલીને એવી જગ્યાએ આઠ, દશ દિવસ સુધી રાખી મૂકવી કે તેના ઉપર દિવસના તાપની તેમજ રાત્રિની ટાઢની એક સરખી અસર થાય. દશેક દિવસ બાદ જ્યારે તે ફીણનો ભાગ મરીઆંમાં શોષાઈ ગયેલો જણાય ત્યારે તે મરીઆંને એક ચીનાઈ માટીની રકાબીમાં કાઢી છાંયે સુકવી ચૂર્ણ બનાવી રાખી મુકવું. અને જ્યારે કોઇપણ મનુષ્યને વાઇ આવેલી જણાય તે વખતે આ ચૂર્ણ ૦। તોલા જેટલું લેઇને બન્ને નસકોરાંમાં એક કાગળની ભુંગળી મારફતે એવા જોરથી ફુકવું કે તેની અસર બરાબર રીતે મગજમાં પહોંચી જાય. જો આ ઔષધિની અસર બરાબર રીતે મગજમાં થઇ હશે તો અડધા કલાકમાં છીંકો આવવી શરૂ થઇ એક જાતનો કીડો મગજમાંથી નીકળી જશે કે જે દોઢેક ઇંચ લાંબો અને આઠ પગવાળો હોઇ માત્ર તેના મ્હોડાનો રંગ કાળો અને બાકી બધા શરીરનો રંગ લીલો હશે. વાઇનું દરદ કે જે આ કીડાના લીધેજ ઉત્પન્ન થાય છે તે આવી રીતે નીકળી જવાથી ફરીથી કોઈપણ દિવસ દરદ માલુમ પડશે નહિ.

# સગતરો.

**સં. ક્ષુદ્રશણુ, મ. રાનતાગ, હિં. શીસ, ગુ. સગતરા, શંગી-તરા, ખીપ, ખરસણુ, લા.** Crotalaria guncea.

**વિવરણુ**—સગતરાના છોડવા એકથી બે ફીટ કે તેથી વધારે ઊંચા થતા હોઇ તે ઊજડ, કાંકરેટ કે રેતાળ જમીનમાં ઉગે છે અને વળી ઘણીવાર ખેતરોના શેઢે, વાડીઓની વાડ પાસે અને રસ્તાઓની બાજુએ એના છોડવા ઉગેલા જોવામાં આવે છે. એનાં છોડવામાં ડાંડી ભાગ્યેજ હોય છે, પરંતુ ઘણું કરીને તેનાં મૂળીયાંના મથાળેથી ઊભી પાંસરી તરસા જેવી પરંતુ પાછલી બાજુથી એક બીજામાં ગુંચાએલી સુતળી જેવી જાડી ઘણી શાખાઓ નીકળેલી હોય છે અને તેના ઉપર પીળાશ લેતા ભૂરા કે ધોળા વાળની રૂંવાટી આવેલી હોય છે. પાન છેટે છેટે આંતરે આવેલાં હોઈ તે લંબગોળ કે ભલ્લાકૃતિનાં હોઇ ફીકા લીલા રંગનાં, વાળની રૂંવાટીવાળાં અને ૦ા થી ૧ાા ઈંચ જેટલાં લાંબાં હોય છે, પરંતુ તે ઝાડ ઉપર આવતાની સાથેજ ખરી જાય છે. અને તેથી એના છોડવા ઉપર ઘણીવાર મુદ્દલે પાંદડાં દેખાતાં નથી જેથી તે ઝરડા જેવું નજરે આવે છે. એનાં ફુલો પીળા રંગનાં હોઈ તે શાખાઓને છેડે આવે છે અને ફળો એટલે શીંગો શણુના ઘુઘરાઓના જેવી હોય છે.

**ઉપયોગ**—દેશી વૈદ્યોમાં એનો વિશેષ ઉપયોગ હોય તેવું જણાતું નથી, માત્ર કેટલાએક લોકો ઘરગતુ ઊપચાર તરીકે તેનાં મૂળીયાં ઉલટી, ઉધરસ અને દમ ઉપર વાપરે છે, કિંવા સોજા અગર સંધિવા ઉપર તેનો લેપ કરે છે એ સિવાય તેનો વિશેષ વપરાશ નથી

પરંતુ જડીબુટ્ટીઓને જાણુનારા જોગી, જતીઓમાં તે એક દીવ્ય જડી મનાતી હોઈ તેનો નીચે મુજબ ઉપયોગ થાય છે.

હડકાયા કુતરાના ઝેરના નિવારણુ માટે અનેક વૈદ્ય, ડોકટરો, સેંકડો વર્ષોથી અનેક ઉપાયો અનુભવ્યાં કરે છે, પરંતુ રામબાણુ એટલે ખાસ ખાત્રી લાયક કોઇ પણુ ઉપાય હજુ સુધી હાથ આવ્યો હોય તેમ જણાતું નથી. પરંતુ એક મહાત્માની પરમ કૃપાથી પ્રાપ્ત થયેલો એક ઇલાજ કે જે વીશ, પચ્ચીશ દરદીઓ ઉપર અજમાવી જોતાં કદી પણુ નિષ્ફળ નીવડયો નથી તે નીચે મુજબ છે.

જેને હડકાયું કુતરૂં કરડે તેને દરરોજ સવારના સગતરાના ઝાડની એક પૈસાભાર કુંપળો, અને એકવીશ મરીયાં લેઈ પાંચ તોલા પાણી સાથે ભાંગની માફક ખરલ કરીને પછી બારીક કપડા વડે ગાળી લેઇ તે પાણી પાવાથી હડકવાનું વિષ નાબુદ થાય છે જેથી જીંદગીમાં કદી પણુ હડકવા ઉપડતો નથી, પરંતુ આ પ્રયોગ કુતરૂં કરડે ત્યારથી માંડીને બરાબર સાત દિવસ સુધી કરવો જોઇએ.

જો કદી તરત પ્રયોગ કરવાનું ન બની શકયું હોય અને હડકવા ઉપડે તો જેવો હડકવા ઊપડવાનાં ચિન્હો જણાય તેવો તરત આ પ્રયોગ શરૂ કરવો અને તેના ઉપર અજીર્ણ થાય તેટલું તલનું તેલ પાવું, જેથી ઝાડો થઇ તેની અંદર હડકવાના ઝેરી જંતુઓ નીકળી જઈ આરામ થશે, કદાચ એક વખત ઔષધ આપવાથી પુરતો ફાયદો ત્રણુ કલાકની અંદર ન જણાય તોજ બીજી વખત આપવું જોઇએ.

**વૃશ્ચિક વિષહર અલૌકિક પ્રયોગ**—આ વનસ્પતિમાં વળી વીંછીનું ઝેર નાબુદ કરવાનો એટલો બધો અજબ ગુણુ રહેલો છે કે તેના રસનો વીંછીને સ્પર્શ થતાની સાથેજ સઘળાં અવયવોનો

પક્ષાઘાત થઇ વીંછી મરણ તોલ થઈ જાય છે, અર્થાત્ હાલી કે ચાલી શકતો નથી, આ ગુણને લીધે જો તેનું મૂળીયું પાણી સાથે ઘસીને વીંછીના ડંશ ઉપર ચોપડવામાં આવે છે તો તરતજ દંશમાં રહેલા ઝેરનો પણ પક્ષઘાત થઈ સઘળી વેદના એકદમ દુર થાય છે.

---

## સાતવણ વૃક્ષ.

**સં.** સપ્તપર્ણ, વિષમચ્છદ, શારદ, બૃહત્વક, **હિં.** છાતીઅમ, **બં.** છાટીન, **મ.** સાત્વિન, **ઇં.** Dita Bark **લા.** Alstonia scholaris.

**વિવરણ**—સાત્વિણનાં ઝાડ આપણી તરફ વિશેષ પ્રમાણમાં થતાં જોવામાં આવતાં નથી, પરંતુ દક્ષિણમાં દરેક સ્થળે પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે. એનાં વૃક્ષો પર સેમળાની માફક દરેક ઝુમખામાં સાત પાંદડાં સાથે આવતાં હોવાથી પ્રાચીન વૈદ્યોએ તેનું સપ્તચ્છદ નામ પાડેલું લાગે છે. દવા તરીકે આ વૃક્ષની છાલનોજ ઉપયોગ થાય છે.

**ગુણદોષ અને ઉપયોગ**—પ્રાચીન વૈદ્યોએ તો આ વનસ્પતિને અગ્નિ દીપન કરનારી, મળને ઉતારનારી, ગરમ, સ્નિગ્ધ તેમજ વ્રણ, કફ, વાયુ, કોઢ લોહીબિગાડ, કૃમિ, શ્વાસ અને ગુલ્મરોગને નાશ કરનારી માનેલી છે, પરંતુ આજકાલના શોધકોને તેનો એ ઉપરાંત વળી એક બીજો અજબ ગુણ અનુભવવામાં આવ્યો છે અને તે એ છે કે મેલેરીઆની ઝેરી હવાથી આવતા દરેક જાતના તાવોને તે સંપૂર્ણ રીતે નાબુદ કરે છે. આ જાતના તાવના અકસીર ઉપાય તરીકે

આજકાલ દરેક સ્થળે જો કે ક્વિનાઈન નામનું ઔષધ અત્યંત છુટથી વપરાય છે. પરંતુ તેને વાપરવામાં મુખ્ય અડચણ એ છે કે જે સમયે તાવ શરીરમાં ભરાએલો ન હોય તે સમયેજ તે આપી શકાય છે. અને તેથી કેટલીકએક વખતે તાવનું જોર વિશેષ હોઇ તે જ્યારે મુદ્દલ ઉતરતો નથી ત્યારે આ ઔષધ નિરૂપયોગી થઈ પડે છે. વળી ક્વિનાઇનમાં મુખ્ય અવગુણ એ રહેલો છે કે જો તેના થોડા માપથી તાવ ન રોકાતો હોય અને તેથી વધારે માપમાં લાંબા સમય સુધી આપવામાં આવે છે તો કાનની બહેરાશ, ભુખનો નાશ વિગેરે ઉપદ્રવો ઊત્પન્ન થાય છે પરંતુ સાત્વીણુના ઊપયોગથી તેવું કંઇ પણ ખમવું પડતું નથી અને ક્વિનાઇનના જેવુંજ કાર્ય થાય છે.

સાત્વીણુનાં વૃક્ષો લ્યુઝોનના ટાપુમાં પુષ્કળ થાય છે અને ત્યાંના વતનીઓ તેને "ડીટા"ના નામથી ઓળખે છે. મનીલામા પ્રૅક્ટીસ કરનારા એક ગ્રુપ નામના ડૉકટરે તેની છાલમાંથી "**ડીએટીન**" નામનું સત્વ શોધી કાઢ્યું છે. કેમકે હરકોઇ વૃક્ષની છાલ જ્યારે વધારે જુની પડી જાય છે ત્યારે ગુણહીન થઇ જાય છે. પરંતુ તેમાંથી કાઢવામાં આવેલા સત્વમાં લાંબા સમય સુધી પોતાનું કાર્ય કરવાની શક્તિ સચવાઇ રહે છે, અને તેથી આ સત્વ પણ તાજી છાલની માફકજ નિરૂપદ્રવપણે પોતાનું કાર્ય બજાવે છે.

આ ઔષધિમાં રહેલા અજબ ગુણની ખાત્રી માત્ર એકાદ, બે સાધારણ મનુષ્યોને નહિ પરંતુ મોટા મોટા ડૉકટરો તેમજ સીવીલ સરજ્યનોને પણ થયેલી છે, અને તેથી તેઓ પોતાની પ્રૅક્ટીસમાં ક્વિનાઇના બદલે આ ઔષધને વાપરવાનું વિશેષ પસંદ કરે છે, વળી એ ડૉકટરોના દેખાદેખી કેટલાએક દેશી વૈદ્યો પણ તેનો ઉપયોગ

કરવા લાગ્યા છે અને તેની ચોક્કસ રીતે કાર્ય કરવાની શક્તિ જોઈ સંતુષ્ટ થયા છે.

"ધી એકોનોમિક પ્રોડકટસ ઑાફ ઇન્ડીઆ" નામે ગ્રંથના કર્તા ડૉકટર સર જ્યોર્જ વૉટ સાહેબ જણાવે છે કે:—The bark is used in medicine as an astringent tonie, anthelmintic. alterative and antiperiodic. It is a remedy in cases of chronic diarrhoea and advanced dysentery. Ditain an uncrystallisable substance obtained from the bark, and also a tincture of Alstonia appear to be useful incases where quinine produces distressing seeondary symptoms.

આ વૃક્ષની છાલ ગ્રાહી, પૌષ્ટિક, કૃમિઘ્ન, રક્ત સુધારક અને એકાંતરીઆ, ચોથીઆ વિગેરે તાવોને માટે વપરાય છે, અને વળી તે જુના અતિસાર અને વધી પડેલા મરડાનો ઇલાજ છે. ડીએટીન નામનું ઔષધ કે જે આ વૃક્ષની છાલમાંથી ગાંગડા નહી બંધાય એવી સ્થિતિના સત્વ તરીકે મેળવવામાં આવે છે તે તેમજ વળી આ વૃક્ષની છાલમાંથી બનાવવામાં આવેલો ટીંક્ચર એટલે અર્ક એ બન્ને વસ્તુઓ જે દરદીઓને ક્વિનાઇન માફક આવતું નથી તેઓ માટે ઉપયોગી માલમ પડે છે.

વૉટ સાહેબે જણાવેલા આ અભિપ્રાય પછી આ ઓષધિની વિશેષ અજમાયશ કરવામાં આવતાં તેના જ્વરહર ગુણની ચોક્કસ

ખાત્રી થઇ છે. અને તેથી "ઇન્ડીઅન પ્લેન્ટસ એન્ડ ડ્રગ્સ"નામે ગ્રંથ કે જે ત્યાર પછી લખાએલો છે તેમાં જણાવવામાં આવ્યું છે કેઃ-

Ditanin is the active principle of the bark, possessing powerful febrifuge and antiperiodic properties, equal to the best sulphate of quinine without its disagreeable secondary symptoms.

"ડીએટીન" એ આ વૃક્ષની છાલમાં રહેલું ગુણકારી તત્વછે, કે જે ક્વિનાઇનના વપરાશ પછી ભોગવવાં પડતાં બીજા ત્રાસદાયક અવગુણોથી રહિત હોઇ ઊંચામાં ઊંચી જાતના સલ્ફેટ ઓફ ક્વિનાઇનના જેટલીજ જ્વરહારક અને મુદતી તાવોને અટકાવવાની શક્તિ ધરાવે છે.

આ મુજબ સાતીણમાં જ્વરહર ગુણ સિદ્ધ થયેલો હોઇ તાવના દરદીને તે દિવસમાં બે ત્રણ વખત આપવામાં આવે છે અને જો તેનું સત્વ એટલે "ડીએટીન" વાપરવું હોય તો દર વખતે ૫ થી ૧૦ ગ્રેન જેટલું અપાય છે. ટીંક્ચરનું માપ દરટાઇમે એક થી ૨ ડ્રામ જેટલું એટલે ૬૦ થી ૧૨૦ ટીંપાં જેટલું છે અને છાલની ભૂકીનું માપ ૦। થી ૦॥ તોલા જેટલું હોઇ ચાર, પાંચ દિવસ લેવાથી પુરતો ફાયદો થાય છે. દેશી વૈદ્યો તેની નીચે મુજબ બનાવટ વાપરે છે.

સાતીણની છાલ, ગળોના વેલા, અરડુશીનાં પાંદડાં, પટોળીના વેલા, નાગરમોથ, ભોજપત્ર, ખેરની છાલ અને લીંબડાની અંતરછાલ એ બધી ચીજો સરખા ભાગે લેઇ છુંદી ખોખરી કરી તેમાંથી ચાર તોલા જેટલું લેઇ ૬૪ તોલા પાણી સાથે ઊકાળતાં આઠ તોલા પાણી

બાકી રહે ત્યારે ઊતારી ગાળી લેઈ સવાંરના પાવું તથા એ મુજબ સાંઝે પણ કરવું.

મુંબાઈમાં આવેલું "ઝંડુ ફારમાસ્યુટીકલ વર્કસ" નામનું દેશી દવાઓ બનાવનારૂં પ્રસિદ્ધ કારખાનું આ વૃક્ષની છાલ પુષ્કળ પ્રમાણમાં વેચે છે, અને કેમ્પ કંપની તેનો અર્ક તથા સત્વ વેચે છે માટે જેને બીજા સ્થળેથી ન મળે તેણે ત્યાંથી મંગાવી ઉપયોગ કરવો.

---

## હળદર.

**સં.** હરિદ્રા, નિશા [**હિં.** હલદી **મ.** હળદ, **બં.** હલુદ **તૈ.** પાસુપુ, **ફા.** જરદચોબ, **ઇં.** Turmeric **લા.** Curcumalonga.

**વિવરણ**—હળદર એ દરરોજના ખોરાકમાં મસાલા તરીકે વપરાતી વસ્તુ હોવાથી સર્વે સ્થળે પ્રસિદ્ધ છે.

**ઉપયોગ**—છેક પ્રાચીન સમયથી વૈદ્યો હળદરનો દવા તરીકે ઉપયોગ કરતા આવ્યા છે, અને તે સઘળા પ્રકારના પ્રમેહોને માટે અને તેમાં પણ વિશેષે કરીને કફ જન્ય પ્રમેહમાં એક અકસીર દવા છે એમ સુશ્રુતે કહ્યું છે અને તેથી ત્યારપછીના બીજા નિઘંટકારોએ તેને "પ્રમેહારિ" એટલે પ્રમેહનો શત્રુ એવું સાંકેતિક નામ અર્પણ કર્યું છે, આજે પણ પ્રમેહના દરદમાં હળદરનું ચૂર્ણ આમળાંના રસમાં નાંખીને આપવાનો રિવાજ છે અને તેથી કેટલીએક જાતના પ્રમેહો નાબુદ થાય છે. વળી દરરોજ સવારના એક તોલો હળદરનું ચૂર્ણ લેઇને આઠ તોલા ગૌમૂત્ર સાથે પીવાથી ખસ અને અંડકોશ ઉપરની ખુજલી દુર થાય છે, તેમજ તે ચૂર્ણ ગોળ સાથે ખાઇને ઉપર ગૌમૂત્ર

પીવાથી શ્લીપદ અને દાદરનું દરદ નાબુદ થાય છે એ પણ વૈદ્યોના અનુભવની વાત છે. સળેખમની શરૂઆતમાં રાત્રિના સમયે નાકવાટે હળદરનો ધુમાડો લેઈ તેના ઉપર થોડાએક કલાકો સુધી જો પાણી પીવામાં ન આવે તો ગમે તેવું સખ્ત સળેખમ પણ એકદમ બંધ થઇ જાય છે એ વાત સાધારણ મનુષ્યોથી પણ છેક અજાણી નથી, પરંતુ આ બધા ઉપરાંત હળદરવડે ડામ દેઇ કેટલાંએક હઠીલાં દરદો સારાં કરવાની કેટલીએક ક્રિયાઓ કે જે જોગી, જતીઓ અને જંગલી વૈદ્યોના જાણુવામાં હોઇ આપણાથી ગુપ્ત છે તેઓ પૈકીની એકાદ, એ નીચે મુજબ છે.

અર્બુદ એટલે રસોળીનું દરદ એ એક એવા પ્રકારનો રોગ છે કે શસ્ત્રક્રિયા કરાવ્યા સિવાય કેવળ ઔષધોપચારથી નાબુદ થતો નથી, એવો ઘણાખરા દરદીઓની ચિકિત્સા કરવામાં અનુભવ આવ્યો છે, પરંતુ એક યતિરાજ માત્ર કોઈ એક ચીજની ભસ્મનો લેપ કરીને આ દરદને જડમૂળથી મટાડી દેતા હતા. આ યતિરાજની ઘણાએક દિવસો સુધી સેવા ઉઠાવતાં છેવટે પ્રસન્ન થઇને તેમણે પોતાનો પ્રયોગ બતાવવાની જે કૃપા કરી તેનું રહસ્ય નીચે મુજબ હતું.

હળદરના સુકા ગાંઠીઆ લેઇને તેઓને અંગારાના દેવતા ઉપર મુકીને કુટી બાળતાં જે ભસ્મ થાય તે એક મજબુત બુચવાળી બાટલીમાં ભરી રાખવી, અને જ્યારે જરૂર પડે ત્યારે પાણી સાથે ભીંજવીને કાદવ જેવી ઢીલી બનાવી રસોળી ઉપર મધ્ય ભાગે એક પૈસા જેટલી જગ્યામાં ચોપડવી. ત્રણ ચાર દિવસ સુધી દરરોજ દિવસમાં ચાર, છ વાર આ ભસ્મ ચોપડવાથી તે સ્થળનું માંસ નાશ થઇને ત્યાં આગળ એક ચાંદુ પડશે, અને એમ ચાંદુ પડે ત્યારે તે

રસોળીને ચારે બાજુથી હાથવડે દાબવાથી તેમાંથી પરૂ તેમજ મેદનો ભાગ નીકળી જશે, અને તેથી રસોળીનો ભાગ બેસતો જશે. માત્ર ચાંદુ પડયું કે તરતજ રસોળી નાબુદ થઇ જતી નથી, પરંતુ તેની અંદર જામેલો દોષ પાકી પરૂ થઈને નીકળી જતાં કેટલાએક દિવસો લાગે છે, અને તેથી જ્યાં સુધી પુરેપુરો દોષ નીકળી જાય નહિ ત્યાં સુધી ચાંદુ કાયમ રાખવાની જરૂર છે; એટલા માટે ચાંદુ પડે કે તરતજ હળદરની ભસ્મનો લેપ બંધ ન કરતાં આવશ્યક્તા જણાય ત્યાં સુધી દરરોજના માટે લેપ કાયમ રાખવો જોઇએ કે જેથી જોઇતા સમય સુધી ચાંદુ રૂઝાઇ ન જતાં કાયમ રહેશે, એટલુંજ નહિ પરંતુ એ લેપ રસોળીની અંદર જામેલા દોષને જલદી પકવી પરૂના સ્વરૂપમાં બદલી નાંખવાનું પણ કાર્ય કરશે. આ ઉપચારથી માત્ર રસોળીજ નહિ પરંતુ સખ્ત ગડો, પાઠાં વિગેરે ભયંકર ગુમડાંઓ પણ સારાં કરી શકાય છે.

ગરમી એટલે ઉપદંશનું દરદ કે જે છેક અસાધ્ય થઇ જાય છે ત્યારે કોઇપણ વૈદ્ય, હકીમ કે ડૉક્ટરથી સારૂં થઈ શકતું નથી, પરંતુ આ દરદના લીધે છેક ક્ષયયુક્ત સ્થિતિએ પહોંચેલાં દરદીઓને પણ એક બીજા યતિરાજ જે ક્રિયાથી સારાં કરતા હતા, તે ક્રિયા વળી આ મુજબ હતી.

દરદીના ડાબા અથવા તો જમણા પગમાં ઢીંચણથી ચાર આંગળ નીચે બે નસોના તીરક્સ વચ્ચે એટલે નળા તથા પીંડીની સંધિમાં હળદરનો સુકો ગાંઠીઓ સળગાવીને દાબવાથી તે ભાગ દાઝી જઇને એક ફોલ્લો થાય છે, તે ફોલ્લા ઉપર એક સુતરની દડી આંક-

ડાના દુધમાં પલાળીને મુકવી અને તેના ઉપર ગમે તે ઝાડનું પાંદડુ મુકીને પાટો બાંધવો જેથી આઠ દિવસમાં તે જગ્યાએ એ દડી જેટલો ખાડો પડી જશે. જ્યારે બરાબર રીતે ખાડો પડી જાય ત્યારે પાટો છોડીને તે ખાડામાં એક મીણની ગોળી મુકીને ફરી પાટો બાંધવો અને ત્યારબાદ દરરોજ તે ગોળીને બહાર કાઢી ચાંદાને પાણીથી ધોઈ સાફ કરીને પાછી ગોળી ખાડામાં મુકીને તેના ઉપર ગમે તે ઝાડનું પાંદડુ મુકીને પાટો બાંધવો. આ પ્રમાણે ક્રિયા ચાલુ રાખવાથી તે ખાડામાથી વ્હેલામાં વ્હેલું આઠ દિવસે અને મોડામાં મોડું બાત્રીશ દિવસે પરૂ, લોહી, રસી વિગેરે નીકળવું શરૂ થશે અને તે પરૂ કે રસી મારફતે ગરમીનું ઝેર શરીરમાંથી નીકળી જવા માંડી દરદીને આરામ થતો જશે જેથી તેનામાં વધુ શક્તિ આવવા માંડશે. ખાડામાં જ્યાં સુધી મીણની ગોળી રાખવામાં આવે છે, ત્યાં સુધી ચાંદુ રૂઝાતુ નથી, માટે દરદીને આરોગ્યતા પ્રાપ્ત થયાની ખાત્રી થાય એટલે ગોળી કાઢી લેવી જેથી ત્યારપછી થોડા દિવસોમાં ચાંદુ રૂઝાઇ જશે. જ્યાં સુધી રસી વહેવડાવવાની જરૂર હોય ત્યાં સુધી દરદીને વિશેષ રસી ઉત્પન્ન કરે એવો એટલે તેલ, વાલ, વટાણા, કેળાં, કોળું વિગેરે ખોરાક આપવો, પરંતુ મીણની ગોળી મુકવાનું બંધ કર્યા પછી તેવો ખોરાક ન વાપરતાં દુધ, ભાત, રોટલી જેવો ખોરાક આપવો.

આ ઉપાયથી ઉપદંશ એટલે ફીરંગવાનું દરદ ગમે તેવી અસાધ્ય સ્થિતિએ પહોચ્યું હોય તો પણ મટી જાય છે, તેમજ તે દરદના ઝેરના લીધે શરીરનાં બીજાં અવયવો પણ દુષિત થઇને ખાંસી, દમ, ક્ષય, સંધિવા, લીવર અને બરોળનાં દરદો હૃદયની અમુઝણ વિગેરે રોગો ઉત્પન્ન થયા હોય તો તે પણ નાબુદ થાય છે, પરંતુ જો એ

બધાં દરદો ગરમી સિવાય બીજા કારણોથી થયેલાં હોય તો તેમાં આ ક્રિયા બીલકુલ ફાયદો કરતી નથી અને ઊલટી નબળાઈ વધી દરદીનું શરીર સુકાઈ જાય છે, એટલુંજ નહિ પરંતુ જો મીણની ગોળી કાઢી લેઈને તાબડતોબ ચાંદીને ન રૂઝવવામાં આવે તો દરદી મૃત્યુવશ પણ થાય છે, જેથી આ ક્રિયાનો ઉપયોગ કરતા પહેલાં દરદીને ગરમીનું દરદ થયેલું હતું કે નહિ ? અને જો થયેલું હતું તો તે સંપૂર્ણ રીતે નાબુદ થએલું છે કે હાલમાં તેને જે રોગ ચાલુ છે તેમાં ગરમીનું ઝેર એજ કારણ છે કે બીજું ? તેનો ચોક્કસ તપાસ કરીને જો યોગ્ય લાગે તોજ રોગ પરીક્ષામાં કુશળ વૈદ્યે આ પ્રયોગ અજમાવવો જોઈએ. એ સિવાય ઊંટવૈદ્યોએ તો આ ક્રિયા અજમાવવાનું સાહસ કરવાનો સ્વપ્નમાં પણ વિચાર સરખો નહિ કરવો જોઈએ, કેમકે આ પ્રયોગથી થતો લાભ જો કે મહાન્ છે, પરંતુ ઉપદંશ અગર તો તેના વિકારથી ઊત્પન્ન થયેલાં દરદો સિવાય બીજાં દરદો માટે જો તેનો ઉપયોગ કરવામાં આવે તો નુકશાન પણ તેવુંજ છે એ વાત કદીપણ ભુલવા જેવી નથી.

વળી શ્રીમંત રઘુનાથરાવ પેશવાના સમયમાં રંગનાથ નામના વૈદ્યે ખાસ અર્શ રોગની ચિકિત્સાના સબંધમાં "અર્શોઘ્ન સુધાકર" નામનો એક સ્વતંત્ર સંસ્કૃત ગ્રંથ રચેલો છે તેમાં જણાવ્યું છે કેઃ—

गुदस्य पश्चिमे भागे पृष्ट वंशादधस्थके ॥
सुतप्त लोह कीलेन दंभं कुर्याद्विचक्षणः ॥
कतिचिद्दिनपर्यंतं स्रावयेदाम्ल लेपनैः ॥
( तत्राविदधि यवक्षार नवनीतानि मुख्य द्रव्याणि स्रावणार्थे )

केचिज्जंघा कुम्येदंभं प्राहुः कौकीलदेशजाः ।
तस्य प्रकारं वक्ष्येहं दृष्ट श्रुत विचारतः ॥
जानुदेशादधो भागे त्यक्त्वांगुलि चतुष्टयं ।
दंभं कुर्यादायसेन हरिद्रा खंडके न वा ॥
गोलिकांनिक्षिपेदंभे प्रत्यहं क्षालवेदनु ।
सिक्थं वा सीसकं वापि अर्कमूलं तथापि वा ॥
गोलिका करणे शस्तं प्रोक्तं तत्कर्मकोविदैः ॥
मुख्यस्त्र्यब्द पितः कालः मध्यमोऽब्द्वयात्मकः ॥
एकाब्दक स्तुगौणःस्याद्गणस्रावण कर्मणि ॥
प्र
द्विकालं धावनं कुर्याद्द्विकालं गोलिकां क्षिपेत् ।
एवं प्रयोगंयः कुर्यादर्शरोगात्प्रमुच्यते ॥

ગુદાની પાછલી બાજુએ કરોડના મધ્યે આવેલા હાડકાની નીચે સારી રીતે તપાવેલા લોઢાના ખીલાથી વિચિક્ષણ મનુષ્યે ડામ દેવો અને પછી કેટલાએક દિવસો સુધી ખાટા પદાર્થોના લેપથી તેને વહેવા દેવો. ઘેટીનું ખાટું દહીં, જવખાર, અને આખણ એ પદાર્થોનો લેપ સ્રાવ કરવાના કામમાં વિશેષ ઉપયોગી છે.

કોકીલ દેશના ચિકિત્સકો પૈકી કેટલાએકનો અભિપ્રાય એવો છે કે ગુદાની પાછલી બાજુના બદલે બન્ને જંઘાઓમાં ડામ દેવો જેથી વિશેષ ફાયદો થાય છે, અને તેથી તેઓના અભિપ્રાય મુજબ

જેને પ્રયોગ કરવો હોય તેના હિતના માટે એ લોકોમાં ચાલતી વિધિને પણ સાંભળીને તેમજ દૃષ્ટિએ જોઇને વિચાર પૂર્વક જણાવું છું.

જાંગના નીચે ચાર આંગળ જગ્યા છોડીને લોખંડના ટુકડાવડે અથવા તો હળદરના ટુકડાથી ડામ દેવો અને તે ડામના ખાડાને દરરોજ ધોઈને તેમાં એક ગોળી ઘાલી રાખવી. એ ગોળી મીણની, સીસાની અથવા તો આકડાના મૂળની બનાવવી એ ઉત્તમ છે, એવું તે ક્રિયામાં કુશળ મનુષ્યોનું કહેવું છે. આ વ્રણ એટલે ખાડાને ત્રણ વર્ષ સુધી રૂઝાવા નહિ દેતાં તેમાં ગોળી રાખીને વહેવા દેવો એ ઉત્તમ છે. બે વર્ષ વહેવા દેવો એ મધ્યમ છે, અને માત્ર એક વર્ષ વહેવા દેવો એ ગૌણ સમય છે. દરરોજ એ વ્રણને સવાર, સાંઝ એમ બે વખત સારી પેઠે ધોવો અને પછી તેમાં ધોઈને સાફ કરેલી ગોળી બેસાડવી. આ પ્રમાણે જે કોઇ પ્રયોગ કરે છે તે અર્શ રોગથી મુક્ત થાય છે.

આ વિધિ પણ ઉપર બતાવેલા ઉપદંશની નિવૃત્તિ માટે કરવામાં આવતા વિધિને મળતો છે, અને તેથી સમજાય છે કે અર્શરોગના માટે પણ પ્રાચીન ચિકિત્સકો તેનો ઉપયોગ કરતા હતા.

---

## હિમાલયની દીવ્યૌષધિઓ.

મંત્ર, તંત્ર, યંત્ર અને રસ, રસાયન વિદ્યાના પ્રાચીન ગ્રંથોનું જ્યારે અવલોકન કરીએ છીએ ત્યારે તેમાંથી કેટલીએક એવી અલૌકિક પ્રભાવવાળી વનસ્પતિઓનું વર્ણન મળી આવે છે કે જે વાંચીને આપણે આશ્ચર્ય ચકિત થઇ જઇએ છીએ. સોમવલ્લી અને તેલીઓ

કંદ એ બે વનસ્પતિઓના દીવ્ય ગુણોનું વર્ણન તો આ ગ્રંથના બીજા ભાગમાં આપવામાં આવ્યુંજ છે .તો પણ એ શીવાય બીજી પણ અનેક એવી વનસ્પતિઓ કુદરતના ખજાનામાં હયાત છે કે જો તેઓ પ્રાપ્ત થાય તો ખચીત વિશ્વનું સ્વરૂપ અત્યારે છે તે કરતાં કંઈ જુદુજ દૃષ્ટિગોચર થયા વિના રહે નહિ.

રસેન્દ્ર ચુડામણિ નામના ગ્રંથમાં જણાવવામાં આવ્યું છે કે, કાંગક્ષેત્રી નામની એક જાતની વનસ્પતિનો વેલો થાય છે કે જે સ્ત્રીના જેવા આકારનો હોઇ તેને તોડતાં અંદરથી દુધ નીકળે છે અને તેનાં મૂળમાં માત્ર એકજ કંદ હોય છે. આ વનસ્પતિ પારો બાંધવાના કામમાં એટલી બધી પ્રબળ છે કે માત્ર તેના રસનો સ્પર્શ થવાથીજ પારાની ગોળી બંધાઇ જાય છે અને એવી રીતે બંધાએલા પારાને ત્રાંબા કે રૂપાના રસમાં નાંખવાથી સોનું થઇ જાય છે. વળી આપણે દવાના કામમાં જે ધોળી જાતના ચિત્રાનાં મૂળીયાં વાપરીએ છીએ, તેવીજ જાતનો એક કાળારંગનો ચિત્રો થાય છે અને તેની પરીક્ષા એ છે કે એનાં પાંદડાંનો રસ દુધમાં નાંખ્યો હોય તો તરતજ દુધનો રંગ શાહી જેવો કાળો થઈ જાય છે. આ ચિત્રાના રસથી પણ પારો બંધાય છે અને તે ઉપરાંત વળી તેમાં બીજો અત્યંત અદ્‌ભુત ચમત્કાર એ રહેલો છે કે જો તેનું એકાદ પાંદડુ લેઈ કોઈ ઘી ભરવાના ઘડાની અંદર તળીએ ચોંટાડવામાં આવે તો જ્યાં સુધી તે પાંદડુ હયાત રહે ત્યાં સુધી એ ઘડામાંથી ગમે તેટલું ઘી કાઢવામાં આવે તો પણ લગારે ઊંણો ન થતાં પ્રથમની માફક તરતજ ભરાઇ જાય છે.

થોરની એક જાત કે જે ત્રણ ધાર વાળી હોવાથી ત્રીધારા

ચોરના નામથી ઓળખાય છે, તેઓ પૈકી જેઓમાંથી સફેદના બદલે લાલ દુધ નીકળતું હોય તેનો રસ કાઢીને જો ત્રાંબા કે રૂપાને ઓગાળીને તેમાં મેળવવામાં આવે તો તત્કાળ તે ત્રાંબુ કે રૂપું સુવર્ણના સ્વરૂપમાં ફરી જાય છે.

આતો માત્ર એકજ ગ્રંથમાં કહેલી અનેક દીવ્યૌષધિઓ પૈકી એકાદ, એની વાત કહી, પરંતુ જુદા જુદા ગ્રંથોમાં એથી પણ અધિક પ્રભાવશાળી વનસ્પતિઓનું વર્ણન ઠામઠામ જોવામાં આવે છે, અને તેઓ પૈકી કેટલીએક ઔષધીઓના ગુણતો એટલે સુધી ગાવામાં આવ્યા છે કેઃ—અમુક વનસ્પતિનું મૂળીયું મુખમાં ધારણ કરી રાખવાથી આકાશ ગમનની સિદ્ધિ પ્રાપ્ત થાય છે અને તેથી વગર વિમાને આકાશ માર્ગે ઊડીને ગમે ત્યાં જઈ શકાય છે, અમુક વનસ્પતિને ધારણ કરવાથી અદૃશ્ય સિદ્ધિ પ્રાપ્ત થાય છે અને તેથી ગમે ત્યાં ફરવા છતાં પણ કોઇ દેખી શકતું નથી. અમુક વનસ્પતિ ધારણ કરવાથી એક દિવસમાં બસો પાંચસો ગાઊ જઈ શકવા જેટલી ઝડપથી ચાલવાનું બળ પ્રાપ્ત થાય છે. અમુક વનસ્પતિ ધારણ કરવાથી શસ્ત્રનો ઘા વાગી શકતો નથી, અમુક વનસ્પતિનો રસ શરીરે ચોપડવાથી સખ્ત જવાળા યુક્ત અગ્નિમાં પેસવાથી પણ બળાતું નથી, અમુક વનસ્પતિના કાષ્ટની પાવડીઓ બનાવી તે પહેરીને સમુદ્ર ઉપર ચાલવાથી પણ જળમાં ડુબાતું નથી. અમુક વનસ્પતિના રસનું અંજન કરવાથી પૃથ્વીની અંદર દટાઇ રહેલું ધન પણ પ્રત્યક્ષ જોવામાં આવે છે. અમુક વનસ્પતિના અંજનથી અમુક જમીનમાં કેટલું પાણી રહેલું છે તે જાણી શકાય છે, અમુક ઔષધીના અંજનથી આકાશમાં અંતરિક્ષ રીતે વિચરતાં ભૂતો, પ્રેતો કે દેવ, દેવીઓ પ્રત્યક્ષ જોઇ શકાય છે,

અમુક ઔષધીના સેવનથી અજરામર દેહ પ્રાપ્ત થાય છે, તેમજ અમુક વનસ્પતિનો રસ પીવાથી યોગ વિદ્યાના અભ્યાસ સિવાય પણ તરતજ સમાધિ પ્રાપ્ત થાય છે અને તેથી અખિલ બ્રહ્માંડની સર્વે વસ્તુઓનું ત્રિકાળ જ્ઞાન પ્રાપ્ત થાય છે.

માત્ર એક નહિ, બે નહિ, પરંતુ આવી જાતના દિવ્ય ગુણોથી યુક્ત સેંકડો ઔષધિઓ સદરહુ ગ્રંથોમાં વર્ણવેલી છે, પરંતુ અફસોસ ! કે આજકાલ આપણે બધા એટલા બધા પ્રમાદ વશ થઇ ગયા છીએ કે ગળો બાવચી કે ખડસલીઆ જેવી પોતાના ગામને પાદરે થતી વનસ્પતિ પણ જાતે લાવી સંઘરવાની તસ્દી ઊઠાવતા નથી પરંતુ સઘળો આધાર ગાંધીઓ ઉપર રાખીએ છીએ. પછી ભલે, ગાંધી ગળોના બદલે પાઠ કિંવા ખડસલીઆના બદલે જવાસા કે ગમે તે જાતનું ઘાસ બાંધી આપે, આવી સ્થિતિના લીધે ઔષધોપચારમાં વપરાતી વનસ્પતિઓની પણ આપણને પુરી ઓળખાણ રહી નથી તો પછી આવી દીવ્યૌષધિઓનું તો નામ નિશાન પણ સ્મરણમાં ન રહે તેમાં કંઇ નવાઇ નથી.

કેટલાએક પ્રતિષ્ઠિત સિદ્ધ મહાત્માઓના મુખથી સાંભળવામાં આવ્યું છે કે પ્રાચીન ગ્રંથોમાં વર્ણવવામાં આવેલી અલૌકિક ગુણવાળી દરેક વનસ્પતિઓ હિમાલય, આબુ, વિગેરે પર્વતોમાં પુષ્કળ પ્રમાણમાં ઊત્પન્ન થાય છે અને એ ઉપરાંત એટલે સદરહુ ગ્રંથોમાં નહિ વર્ણવવામાં આવેલી એવી પણ અનેક દીવ્ય ઔષધિઓ કે જેઓનો માત્ર ગુરૂ, શિષ્ય પરંપરાથી યોગી લોકો ઉપયોગ કરી વિધ વિધ જાતની સિદ્ધિઓ પ્રાપ્ત કરે છે તેવી વનસ્પતિઓ પણ ત્યાં આગળ પુષ્કળ છે. ઘણા ખરા ડૉકટરો જણાવે છે કે "કલોરોફૉ-

ર્મની માફક કાર્ય કરનારી કોઇ પણ વસ્તુ દેશી વૈદ્યકમાં વિદ્યમાન નથી. પરંતુ આ વાત સત્ય ન હોતાં કેવળ ઔષધિઓ સબંધિ આપણી અજ્ઞાનતાનુંજ સૂચન કરે છે; કારણ નેપાળમાં થઇને ભૂતાન તરફ જવાના રસ્તામાં ચાર, પાંચ ફુટ ઊંચાઇનાં એક જાતનાં ઝાડો મળી આવે છે કે જેને ત્યાંના લોકો "વિખમા" ના નામથી ઓળખે છે. આ ઝાડોમાં એવો ગુણ સમાએલો છે કે જો તેઓની નજીક થઇને કોઈ મનુષ્ય જાય છે તો તે મુર્છા પામીને તરતજ બે શુદ્ધ થઇ જાય છે અને તેથી તેનાં મૂળીઆં લાવીને સુંઘાડવાથી "ક્લોરોફોર્મની માફક રોગીઓને બે શુદ્ધ કરવાનું કાર્ય સારી રીતે થઇ શકે એમ છે. વળી ક્લોરોફોર્મથી આણેલી બેશુદ્ધિ જો ભયકારક થઇ પડેતો તેને ટાળવાને જે અનેક યુક્તિઓ કામે લગાડવાની ખટપટ કરવી પડે છે તેવી રીતે આને માટે કંઇ પણ કરવું પડતું નથી, પરંતુ એક બીજી વનસ્પતિ કે જે "**નિર્વિષી**" ના નામથી ઓળખાતી હોઇ સદરહુ "વિખમાની" નજીકજ ઊગે છે તેનું મૂળીયું નાક આગળ ધરવાથી બે શુદ્ધ થયેલા મનુષ્યને તરતજ શુદ્ધિ પ્રાપ્ત થાય છે.

ઘણા યોગીઓના મુખથી સાંભળવામાં આવે છે કે પહાડોમાં એવી જાતના પણ કંદો થાય છે કે જેઓને ખાવાથી અમુક મુદત સુધી ભૂખ અને તરસની શાન્તિ થાય છે, આવા કંદો પણ હિમાલયમાં પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે. "**શીતલાપાણી**" નામના છોડવાઓ કે જે બે ફુટ ઉંચા હોઇ આંબલીના જેવાં પાંદડાં વાળા હોય છે તેઓના નીચેથી ખારેક જેવા આકારનો જે મીઠો કંદ નીકળે છે તે ખાવાથી લુ અને ગરમીથી ઉત્પન્ન થતી તૃષા બીલકુલ

લાગતી નથી, આ કંદો ડુંગરાઓની કોર ઉપર પુષ્કળ પ્રમાણમાં ઊગે છે અને તેથી ઉનાળાના દિવસોમાં ત્યાં આગળ ફરતાં મનુષ્યોને જો તરસ લાગે છે તો એકાદ કંદ ખાવાથી તત્કાળ શાંતિ પ્રાપ્ત થઇ પાણી પીવાની આવશ્યકતા રહેતી નથી.

રસ સિધ્ધોએ પારો બાંધનારી જે ૬૪ દીવ્યૌષધિઓ ગણાવી છે તે પૈકીની પાલાશતિલકા નામની વેલી કે જેનાં પાંદડાં, ફુલો, શીંગો એ બધાં ખાખરાના જેવાંજ થતાં હોઈ કંદમાંથી પીળો રસ નીકળે છે તે પણ હિમાલયની તળેટીના પ્રદેશમાં છુટી છવાઇ મળી આવે છે.

કાંચન નામની વનસ્પતિ કે જેને હિંદી લોકો જાંગી કાલીમીરચ "ના નામથી ઓળખે છે. અને બોટેનિકલ શાસ્ત્રીઓ Toddalia Aculeata" કહે છે તેનાં ઝાડવાં ભુતાનમાં અસંખ્ય મળી આવે છે. આ વનસ્પતિમાં તાવના દરદને નાબુદ કરવાનો જેવો દીવ્ય ગુણ સમાએલો છે તેવો આજ સુધી પ્રચારમાં આવેલી કોઇ પણ વનસ્પતિમાં સમાએલો નથી એવી અનેક યુરોપીઅન શોધકોને ખાત્રી થઈ છે અને તેથી તેઓ દરેક એકમત થઈને જણાવે છે કેઃ—

It has stimulant, tonic, carminative, diaphoretic, antiperiodic and antipyretic properties, useful in fevers, especially of that sort of remittent which is commonly called the hilt fover. It is said to be superior to qninine or Warberg's tincture as antiperiodic and antipyretic, to gentiaa and columba as tonic, and as diaphoretic to pulvis Jacobi.

આ વનસ્પતિમાં શરીરને વિશેષ જાગૃત રાખવાના, શક્તિ આપવાના, વાયુહરવાના, પરસેવો વાળવાનાં સઘળી જાતના તાવોને ઉતારવાના તેમજ રોકવાના ગુણો રહેલા છે અને તેમાં પણ ખાસ કરીને રીમીટન્ટ ફીવરની એક જાત કે જે "હીલફીવર" કહેવાય છે તેને દુર કરવાનીતો ખાસ શક્તિ ધરાવે છે. તાવને આવતો રોકવાને માટે ક્વિનાઇન કરતાં આ ઔષધિ શ્રેષ્ટ કહેવાય છે અને વળી ચઢેલો તાવ ઉતારવામાં "વૅારબર્ગ ટીંક્ચર" નામની પ્રખ્યાત દવા કરતાં એની અસર ઉત્તમ છે. પરસેવો વાળવામાં" "પલ્વીસજેકોબી" કરતાં એની અસર ચઢે છે, અને તાવની બિમારીથી આવેલી નબળાઈ દુર કરી શકિત આપવામાં જેનસ્યન અને કેલંબા કરતાં વધારે સારૂં કાર્ય બજાવે છે, એ ઉપરાંત વળી તેમાં હૃદયની ગરમી જાળવી રાખવાનો મહાન્ ગુણ સમાએલો છે અને કોઇ પણ જાતના નુકસાનકારક ઉપદ્રવથી રહિત છે. આ કારણને લેઇને તાવની ચિકિત્સા કરવામાં ડૅાકટરોને જે વિધવિધ જાતની દવાઓ એટલે કે ડાયફોરેટિક મિકશ્ચર, એન્ટીપાયરેટીકપીલ્સ, એન્ટીપીરીઓડીક પીલ્સ, ટૅાનિકપીલ્સ, વૅારબર્ગ ટીંક્ચર, સ્ટીમ્યુલેટીંગ મિકશ્ચર વિગેરે વાપરવાની ખટપટમાં ઉતરવું પડે છે તે બધાનો નિવેડો માત્ર આ એકજ વનસ્પતિની તાજી છાલનો એક નાની ચમચી પુર રસ આપવાથી આવે છે.

જ્યોતિષ્મતિ નામની વનસ્પતિ કે જેનાં વેલા જેવાં ઝાડવાં બે ત્રણ ફુટ ઉંચાં થાય છે અને તે સાધારણ રીતે માલકાંકણીનાં ઝાડવાં જેવાં દેખાય છે તે પણ હિમાલયમાં પુષ્કળ થાય છે. આ વનસ્પતિ

દિવસે હાથ આવી શક્તી નથી, કેમકે તેની આજુબાજુ બીજાં નાનાં મોટાં ઝાડોની એવી ગીચ ઝાડી હોય છે કે તેના લીધે દષ્ટિગોચર થઈ શક્તી નથી પરંતુ કુદરતે તેની અંદર ફોસ્ફરસ જેવું કોઇ એક એવું અજબ તત્વ મુકેલું છે કે જેથી રાત્રિના સમયે તેનાં પાંદડાંમાં-થી તેજોમય કીરણો નિકળે છે જેના લીધે જાણે એક પ્રકાસની રો-શનાઇ ખીલી રહી હોય તેવો ચકચકાટ થઇ રહે છે એ ઉપરથી સાધુ, સંતો રાત્રિના સમયે તેને ઓળખી કાઢી લેઈ આવે છે. આ વન-સ્પતિમાં પારો બાંધવાનો દીવ્ય ગુણ તો સમાએલોજ છે પરંતુ એ ઉપરાંત વળી બીજા શું શું ગુણો સમાએલા છે તેનું વિવેચન કરતાં એક યુરોપીઅન શોધક જણાવે છે કેઃ—

Hindu tradition refers to several plants as possesing extraordinary virtues. One of these is a creeper known as Jyotishmati. The Juice of the plant has the power of reducing to ashes a given quantity of copper. Copper of the oldest sort will have to be used. The powdered copper poss-sses wonderful medical properties. It is the surest cure for leprosy It is also said that the copper dust prepared as afore said has the power of converting baser materials into gold. One will have to drop a hin-head full of the dust into melting copper to convert it into gold. Euen if this be an unrealizable statement the

plant is certanly worth possessing on account of its medical virtues.

The plant possesses much fire element and some of those that give up worldly concerns take to a systematic eating of its leaves. The brain organism will thus be purged of its gross substance and so illumined that the person's knowledge will be simply super human someten persons, it is said, once took to eating the leaves. The internal heat was so unbearable that eight of them died from its effects, but the remaining two were those known as Madhu sudan saraswati the author of "Sidhant Bindu" and Gadadhar Bhatta charya the author of several well known works on logic works that are un aproachable to this day, and serve as monuments to which human intellect can soar.

હિન્દુઓની દંતકથાઓ કેટલીએક વનસ્પતિઓમાં રહેલી અસાધારણ દીવ્ય શક્તિઓનું વર્ણન કરે છે. આ પૈકીની જ્યોતિષ્મતિના નામથી ઓળખાતી એક વેલી છે. આ વનસ્પતિના રસમાં ત્રાંબાની ભસ્મ કરવાની શક્તિ રહેલી છે. આજકાલ વપરાતું ત્રાંબું જોઈએ

તેવું શુદ્ધ આવતું નથી માટે ભસ્મ કરવાના કાર્ય માટે જુના વખતનું દેશી ત્રાંબુ વાપરવું જોઇએ. આ વનસ્પતિના યોગથી કરવામાં આવેલી તામ્રભસ્મ અજાયબ જેવા ઔષધિય ગુણો ધરાવે છે. તે પત અને કોઢના રોગ માટે એક ખાત્રી ભરેલો રામબાણ ઇલાજ છે. વળી એમ પણ કહેવાય છે કે આવી રીતે કરેલી તામ્રભસ્મમાં હલકી ધાતુઓને સોનાના સ્વરૂપમાં ફેરવી નાંખવાની શક્તિ છે. એક તોલો ત્રાંબાને ગાળીને કરવામાં આવેલા રસને સોનાના સ્વરૂપમાં બદલી નાંખવાને આ ભસ્મ માત્ર એક ટાંકણીના માંથા ઉપર ચઢે એટલીજ નાંખવી જોઇએ. કદાચ આ રીતે સોનું બનાવવાની વાતને ખાત્રી લાયક રીતે ન માની શકાય તોપણ એટલું તો ચોકસ છે કે તેમાં અત્યંત આશ્ચર્યકારક ઔષધીય ગુણો નિશંકપણે રહેલા છે.

આ વનસ્પતિમાં ઘણાં જ્યોતિર્મિય તત્ત્વો રહેલાં છે, અને તેઓ "કીનાં કેટલાંએક જો તેનાં પાંદડાંને વિધિસર ભક્ષણ કરવામાં આવે તો સ્થૂલ બુદ્ધિને સૂક્ષ્મ બનાવે છે. આ ઔષધિના ઉપયોગથી મગજમાંથી જડતત્ત્વોનો સમૂહ નીકળી જાય છે અને તેથી મગજ એવું દીપ્તીમાન થાય છે કે તેને સેવન કરનાર મનુષ્યનું જ્ઞાન અલૌકિક થાય છે. કહેવાય છે કે એક વખત કોઇ દશ મનુષ્યોએ તેનાં પાંદડાં ખાધાં હતાં તેના લીધે તેઓના શરીરમાં એટલી બધી ગરમી ઉત્પન્ન થઇ કે તે ન ખમી શકાયાથી આઠ મનુષ્યો તો મૃત્યુવશ થયાં. પરંતુ જે બે બચવા પામ્યાં તેઓ પૈકી એક તો સિદ્ધાન્ત બિન્દુ " ગ્રંથના કર્ત્તા મધુસુદન સરસ્વતિ નામના વિખ્યાત પુરૂષ હતા અને બીજા ન્યાય શાસ્ત્રને લગતા કેટલાએક ગ્રંથોના કર્ત્તા ગદાધર ભટ્ટાચાર્ય હતા કે જેઓનાં રચેલાં તે પુસ્તકોની બરાબરી કરી શકે તેવાં બીજાં

એ વિષયનાં પુસ્તકો રચવાને આજકાલ કોઈની પણ બુદ્ધિ કાર્ય કરી શકે તેમ નથી. અને તેથી સાધારણ મનુષ્યોની બુદ્ધિ કલ્પના ન કરી શકે તેવા પ્રૌઢ વિષયોના વિચારમાં પ્રવેશ કરવાને તે પુસ્તકો વિજય સ્તંભો તરીકે કામ લાગે છે.

આ પ્રમાણે પ્રાચીન શાસ્ત્રોમાં વર્ણવેલી તેમજ જેઓનું યત્કિંચિત વર્ણન પણ ગ્રંથોમાં મળી આવતું નથી એવી અનેક દીવ્યૌષધિઓ હીમાલયમાં ઉત્પન્ન થાય છે કે જેઓના ઉપયોગથી અસાધ્ય મનાતાં અનેક દરદો સહેજમાં સારાં થવા ઉપરાંત વળી વિધવિધ પ્રકારની સિદ્ધિઓ પણ પ્રાપ્ત થાય છે. આ વનસ્પતિઓ પૈકી કેટલીએકને નેપાળ, ભુતાન તરફના પહાડી લોકો સારી પેઠે ઓળખતા હોવાથી બીજાઓને બતાવી પણ શકે છે. પરંતુ અફ્સોસ! કે આપણે બધા કોણ જાણે શા કારણથી એટલા બધા પ્રમાદ વશ થઈ ગયા છીએ કે આ દીશામાં યત્કિંચિત પણ પ્રયાસ કરતા નથી અને માત્ર કામ ચલાઉ જ્ઞાન પ્રાપ્ત થયું એટલે સંતોષ માની વ્યવહારમાં પ્રવૃત્ત થઈએ છીએ અને પછી સુખે દુઃખે જીવન ચાલે તેના માટે પ્રારબ્ધને દોષ દઈએ છીએ. પરંતુ યાદ રાખજો કે આ જમાનો શોધ ખોળનો છે, યુરોપ, અમેરીકા વિગેરે દેશો જે સ્વર્ગ તુલ્ય સંપત્તિ ભોગવી રહ્યા છે તે શોધખોળનોજ પ્રભાવ છે. અને તેથી આપણે પણ શોધખોળના કાર્યમાં પૂર્ણ ઉત્સાહથી પ્રવૃત્ત થઈએ તો તેવાંજ મિષ્ટ ફળોને પ્રાપ્ત કરીએ. કારણ "**નાનારત્નવસુંધરા**" એ કથનાનુસાર કુદરતના અખુટ ખજાનામાં તો દેવ દાનવ, અને માનવ માત્રને ઉત્પન્ન થતી દરેક ઈચ્છાઓ, દરેક આવશ્યકતાઓ પૂર્ણ કરવાન

અનેક પદાર્થો વિપુલ પ્રમાણમાં રહેલા છે, પરંતુ યોગ્ય અધિકારી સિવાય બીજાને તે પ્રાપ્ત થતા નથી, અને તેથી જેને કોઇ પણ પદાર્થની અપેક્ષા હોય તેણે શુદ્ધ હૃદયથી કુદરતને શરણે જવું જોઇએ. અર્થાત્ એ દિશામાં પ્રયત્ન કરવો જોઇએ.

# વિદ્યાકળા પ્રચારક મંડળનાં અત્યંત લોકપ્રિય પુસ્તકોનું સુચીપત્ર.

**જંગલની જડીબુટ્ટી**—અથવા જડ ઘાલી બેઠેલાં દરદોનાં રામબાણ ઉપાયો.

**ભાગ ૧ લો**—સુધારા વધારા સાથેની બીજી આવૃત્તિ—**કિંમત** રૂા. ૦—૮—૦ પાકા પુંઠાના રૂા. ૦—૧૨—૦

સદર **ભાગ બીજો તથા ત્રીજો કિંમત.** દરેક ભાગની રૂા. ૦—૮—૦ પાકા પુંઠાના રૂા. ૦—૧૨—૦

સદર **ભાગ ચોથો**—જાન્યુઆરી સને ૧૯૧૯ માં પ્રગટ થશે. **કિંમત** રૂા. ૦—૮—૦ પાકા પુંઠાના રૂા. ૦-૧૨-૦

**આકાશવાણી**—અથવાં સ્વર્ગીય સુખો ભોગવવાની વિદ્યા. રૂા. ૦—૧૨—૦.

પશુચિકિત્સા—અથવા દર વર્ષે લાખો ઢોરોનો પ્રાણ લેનારાં દરદોના અકસીર ઇલાજો. કિંમત ૧-૪ ૦.

**પ્લેગ અથવા મરકી**—અને તેના અનુભવ સિદ્ધ ઉપાયો. રૂા. ૦-૮-૦. પાકાના રૂા. ૦-૧૨-૦

**પ્રાચીન મહાત્માઓની અલૌકિક વિદ્યાઓ**—અથવા ભુત, ભવિષ્ય અને વર્તમાન કાળની વાતો જાણવાની ઇશ્વરી શક્તિ પ્રાપ્ત કરવાની સરળ ક્રિયાઓ. રૂા. ૦-૮-૦. પાકાના રૂા. ૦—૧૨—૦

**અમુલ્ય રત્નહાર**—અથવા ધર્મ, કર્મ, અને નીતિનું ગુપ્ત રહસ્ય સમજાવનારી જ્ઞાન કથાઓ. કિંમત રૂા. ૦-૩-૬. **પોષ્ટેજ દરેક પુસ્તકનું જુદું સમજવું.**

આ પુસ્તકોની ઉત્તમતા માટે અમારી જાતેજ કંઈ પણ પ્રસંશા કરીએ તે કરતાં **“ પ્રતિષ્ટિત વિદ્વાનો તરફથી મળેલા અસંખ્ય અભિપ્રાયોમાંથી માત્ર થોડાએક વાંચી ખાત્રી કરો. ”**

**લોક પ્રિય સાક્ષર વૈદ્યરાજ અમૃતલાલ સુંદરજી પઢીયાર** લખે છે કે:—આપનું "**જંગલની જડીબુટ્ટી**" નામનું પુસ્તક ઘણુંજ સારૂં છે, તેમાંના પ્રયોગો મને બહુ ગમે છે; અને તેથી એના ઘણા ભાગો આપની તરફથી બહાર પડે એમ હું ઇચ્છું છું, કારણ કે એવા અનુભવિક અને વળી સહેજમાં બની શકે એવા સાદા પ્રયોગોથી ગરીબ લોકોને બહુ લાભ થાય છે અને દેશી વૈદક મૃતસજીવન થાય છે. "**આકાશવાણી**" તથા "પશુચિકિત્સા"નાં પુસ્તકો લખવાનો આપનો પ્રયાસ સ્તુતિ પાત્ર છે, અને આ રીતે આપ સાહિત્ય અને વૈદકની બહુ સારી સેવા બજાવો છો તે માટે ધન્યવાદ આપુંછું.

**ગુજરાત આયુર્વેદિક ફાર્મસીના માલીક વૈદ્ય પંચાનન જટાશંકર લીલાધર ત્રિવેદી** લખે છે કે:—તમારી તરફથી "**જંગલની જડીબુટ્ટી**"ની ચોપડી મળી છે તે વાંચી હું ખુશી થયોછું તમે તેમાં જે, જે વનસ્પતિઓનું વર્ણન કર્યું છે તે બેશક ઉપયોગી છે અને એ જ્ઞાનના જીજ્ઞાસુઓને ખાસ વાંચવા જેવું છે. તમારો આ પ્રયાસ સ્તુતિ પાત્ર છે, અને એ પ્રયાસમાં તમો વધારે આગળ વધો અને ફતેહમંદ નીવડો એમ હું ઇચ્છુ છું.

**કચ્છ—ભુજના સદ્દગત વિખ્યાત કવિરાજ જીવરામ અજરામર ગોર** લખે છે કે:—આપે જડીબુટ્ટીઓનું જે વર્ણન કર્યું છે તે એટલું તો સૂક્ષ્મ, ચોકસ, અને અનુભવ સિદ્ધ પૂર્ણ છે કે તેમાં વિશેષ જાણવા જેવું રહેતું નથી, અને તેથી માત્ર દેશીવૈદું કરનારાઓનેજ નહિ, પરંતુ ઇંગ્રેજીમાં પાસ થઇ મોટી મોટી ડીગ્રીઓ ધરાવનારા ડૉકટર સાહેબોને પણ આપના ગ્રંથમાંથી ઘણું શીખવાનું મળી શકશે.

દેવગઢ બારીઆના સ્ટેટ કોન્ટ્રાકટર **મી. તુલસીદાસ કુબેરજી** લખે છે કે:—"જંગલની જડીબુટ્ટી" નામના પુસ્તકનો પ્રથમ ભાગ અમને મળ્યો છે, જે ઘણોજ ઉપયોગી થઈ પડ્યો છે. અમારો ધંધો કોન્ટ્રાકટરનો હોવાથી વૈદ્ય, ડૉકટરની સગવડ નહિ મળે તેવાં જંગલોમાં અમારે કામ કરવાં પડે છે, તેવા સમયમાં આ પુસ્તક ઘણુંજ સહાયકારક થઈ પડે છે; કારણ તમામ દવા સહેલાઇની મળી શકે છે અને તરત તેનું રામબાણ ગુણકારક પરીણામ આવે છે.

**અમદાવાદ ફાઈન સ્પીનિંગ એન્ડ વીવિન્ગ મીલના એન્જીનીયર સાહેબ** જણાવે છે કે:—આપના "જંગલની જડીબુટ્ટી" નામના પુસ્તક માંહેલા પ્રયોગો અખતરા તરીકે નથી પરંતુ અનુભવની એક સ્વત; સિદ્ધ મુર્તિ રૂપે છે અને તેમાંથી અસાધ્ય દરદો ઉપર અનેક દવાઓ નીકળી શકે તેમ છે.

"**આકાશવાણી**" નામના પુસ્તકની ઉત્તમતા વર્ણન કરવાની મારી શકિત નથી, તેમ કીયા શબ્દોની યોજના કરવાથી તેનું પૂર્ણ ગૌરવ બતાવી શકાય તે પણ સમજાતું નથી; તેથી લાચાર સ્થિતિથી "પુસ્તક ઉત્તમ છે" એટલુંજ કહી મૌન્ય સ્વિકારવા સિવાય છુટકો નથી.

**આગીઓલના જાગીરદાર મોહનપુરી લખે છે કે:**—ગયા વર્ષમાં બળીઆ, ખરવાસ અને મરકીના દરદથી જ્યારે સેંકડો ઢોરોનો નાશ થયો હતો, ત્યારે આપના "**પશુચિકિત્સા**" નામના પુસ્તકમાં બતલાવેલાં સાદા પરંતુ રામબાણ ગુણકારી ઉપાયોનો જેણે ઉપયોગ કર્યો હતો તેના એક પણ ઢોરનું નુકશાન થયું નહોતું.

**ડંકપુરથી શ્રીમદ્ગોસ્વામિ રામચંદ્રાચાર્ય** લખે છે કે:—આપનું પ્લેગ સબંધિતું પુસ્તક અદ્વીતિય છે, આવાં પુસ્તકો લાખો મનુષ્યોના પ્રાણ બચાવી શકે છે એ વાત ચોક્સ છે.

**હરદ્વારથી શ્રી વિશ્વેશ્વરાનંદ સ્વામિ જણાવે છે કેઃ—** આપનું **"પ્રાચીન મહાત્માઓની અલૌકિક વિદ્યાઓ—પ્રથમ ભાગ—વિશ્વદૃષ્ટિ"** નામનું પુસ્તક વાંચી હું અત્યંત પ્રસન્ન થયો છું. જે ગુપ્તમાં ગુપ્ત શક્તિની સહાયતાથી પ્રાચીન ઋષિમુનિઓ દરેક પ્રકારની અદ્દભુત ચમત્કારીક મહાન સિદ્ધિઓ સાધ્ય કરતા હતા, તે શક્તિ આજકાલના સમયમાં પણ પ્રાપ્ત કરવાની એવી તો સરળ ક્રિયાઓ આ પુસ્તકમાં બતાવવામાં આપી છે કે જો તેને અનુસરીને અભ્યાસ જારી રાખવામાં આવે તો આજકાલની અધમ સ્થિતિને પ્રાપ્ત થયેલું વિશ્વ પણ થોડાજ સમયમાં અવસ્ય દીવ્ય સ્થિતિને પ્રાપ્ત થયા સિવાય રહેજ નહિ.

**"અમુલ્ય રત્નહાર"** નામના પુસ્તકમાં ધર્મ, કર્મ અને નીતિનું જે ગુહ્યમાં ગુહ્ય રહસ્ય સમજાવવામાં આવ્યું છે તેની કિંમત સમસ્ત સૃષ્ટિભરના કોઈ પણ પદાર્થ વડે આંકી શકાય તેમ નથી.

**અમદાવાદથી વૈદ્ય અમૃતલાલ ત્રિભુવન શાસ્ત્રી લખે છે** કે—આપની તરફથી "જંગલની જડીબુટ્ટી"ના બે ભાગ વી. પી. પાર્સલથી આપે મોકલ્યા તે પહોચ્યા છે, વાંચી આનંદ થાય છે, આપનો પ્રયાસ ઘણોજ ઊત્તમ છે, આપે જન સેવાનો આ ખરેખરો પ્રયત્ન આદર્યો છે. પ્રભુ આપને દીર્ઘાયુષ્ય અર્પો એવી શ્રી અને શ્રી પતિ પ્રત્યે યાચના છે. પુસ્તકમાં આવેલા ઉપચારો જાહેર પ્રજાને બહુજ ઉપયોગી છે. હું ધારૂંછું કે દરેક મનુષ્યની પાસે તેની એક, એક પ્રતતો અવસ્ય હોવીજ જોઇએ.

**સઘળો પત્રવ્યવહાર નીચેના સ્થળે કરવો.**

**મેનેજર વિદ્યાકળા પ્રચારક મંડળ.**

**વડાગામ—વાયા—તલોદ. એ. પી. રેલવે.**

# ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા.

જો કદી તમારે અદ્દભુત ચમત્કારોવાળી જંગલની જડીબુટ્ટીઓ જાણવી હોય, પોતાનું તેમજ પરાયું ભવિષ્ય સમજવું હો વગર ઔષધિ અસાધ્ય દરદોમાંથી છુટવું હોય, અનેક ઉદ્યોગ ઓની માહીતિ મળવી હજારો રૂ. પેદા કરવા હોય, પ્રાચીન અર્વાચિન મહાત્માઓની અલૌકિક વિદ્યાઓ પ્રાપ્ત કરી દેવસ્વરૂપ થ હોય, નિરોગી તન, સુખશાન્તિ ભર્યું દીર્ઘ જીવન, પવિત્ર મન અખુટ ધન પ્રાપ્ત કરી સૃષ્ટી ઉપરજ સ્વર્ગનાં સુખો ભોગવવાની ઇચ્છા હોય તો અવસ્ય આ ગ્રંથમાળાના ગ્રાહક થાઓ.

દરેક નવું વર્ષ એપ્રીલથી શરૂ થઇ માર્ચ આખરે પુરૂં થ છે. પરંતુ વર્ષના કોઇ પણ ભાગમાં ગ્રાહક થઇ શકાય છે, કા પાછળથી થનારા ગ્રાહકોને પણ તે વર્ષમાં પ્રથમ નિકળી ચુકેલાં સ્તકો પુરાં પાડવામાં આવે છે.

વાર્ષિક લવાજમ પોષ્ટેજ સાથે કાચા પુંઠાના રૂ. બે અને પાકા પુંઠાના રૂ. પોણાત્રણ. હિંદુસ્થાન બહારના ગ્રાહકો માટે કાચા પુંઠાના ચાર શિલિંગ અને પાકા પુંઠાના પાંચ શિલિંગ.

**પ્રતિષ્ઠિત વિદ્વાનોના અસંખ્ય અભિપ્રાયોમાંથી માત્ર થોડાએક.**

**મહુવા ગૌરક્ષક સભાના આસી. સેક્રેટરી સાહેબ** લખે છે કે આપની ઉપયોગી વિદ્યાકળા ગ્રંથમાળા દ્વારા બહાર પડતાં પુસ્તકો વાંચી ઘણોજ સંતોષ થયો છે. અત્યારની પ્રજાને આવાં વાંચનની ઘણી જરૂર છે, જેની ખોટ હતી તે આપે પુરી પાડેલ છે. આપનાં પુસ્તકો અમૃતની ગરજ સારે છે. હું ધારૂં છું કે તેની ઓછામાં ઓછી એક પ્રતિ તો ગરીબમાં ગરીબ મનુષ્યના ઘરમાં હોવી જોઇએ.

**કવિ કુલભુષણ જીવરામ અજરામર ગોર**—લખેછે કે બીજી ગ્રંથમાળાઓ દ્વારા પ્રસિદ્ધ થતાં નકામાં નોવેલો અને વાર્તાઓનાં પુસ્તકો કરતાં આપનાં પુસ્તકો તેના વાંચકોનો અધોગતિમાંથી ઉદ્ધાર કરે છે એ વાત ચોક્કસ છે.

**સઘળો પત્ર વહેવાર નીચલે સ્થળે કરવો.**

**મેનેજર વિદ્યાકળા પ્રચારક મંડળ.**

વડાગામ—વાયા—તલોદ—એ. પી. રેલવે.